......અનુસ્નાતક વર્ગના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમાં આદ્ય-નાટ્યકવિ ભાસના કેટલાંક નાટકો નિયત કરવામાં આવ્યાં છે. સંસ્કૃત આવૃત્તિઓની ઉપાદેયતા આ સમયના વિદ્યાર્થિઓમાં અતિ અલ્પ છે. અંગ્રેજી આવૃત્તિઓનો પણ એક યા બીજા કારણે વિદ્યાર્થીઓમાં ઉપયોગ ઓછો થાય છે. આથી ગુજરાતી આવૃત્તિઓ આવશ્યક બની. ભાસ વિશે યથાપ્રાપ્ત સામગ્રીને આધારે તેનાં નાટકોની ગુજરાતી આવૃત્તિ કરવાનો આ પ્રયત્ન કેટલે અંશે સફળ થયો તે વાંચકોને માટે નક્કી કરવાનું રહ્યું. અમે તો પૂર્વસૂરિઓનું ઋણ અદા કરીએ છીએ. તેમાંય ડૉ. એ. ડી. પુસાલકર અને ડૉ. એ. એસ. પી. અય્યરના ભાસ પરના અભ્યાસ-ગ્રંથો અમારે માટે વિશેષ માર્ગદર્શનરૂપ બન્યા હોવાથી તેઓનો ખાસ આભાર માનીએ છીએ.

સૂચનો સહર્ષ આવકારીશું.

## દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના

ભાસના મધ્યમવ્યાયોગની પ્રથમ આવૃત્તિ ધાર્યા કરતા ઘણી વહેલી પૂરી થઈ ગઈ. તેની આવશ્યકતા હતી. આ આવશ્યકતાની પૂર્તિ પ્રકાશક શ્રી બુલાલાલ પંડિતના ઉત્સાહને કારણે અસ્તિત્વમાં આવી છે.

વાસ્તવમાં આ આવૃત્તિ પ્રથમ આવૃત્તિનું પુનર્મુદ્રણ છે. ક્યાંક જરૂરી ફેરફારો કર્યા છે. આશા છે પ્રાધ્યાપક મિત્રો અને વિદ્યાર્થીગણ પૂર્વવત્ આ સંસ્કરણને આવકારશે.

પ્રકાશક શ્રી બુલાલાલ પંડિત તથા તેમના કાર્યકર શ્રી બાબુભાઈ એચ. વોરા અને શ્રી હીરાભાઈનો આભાર.

—સંપાદકો

# અનુક્રમણિકા

# ભાસ પ્રશસ્તિ

(१) प्रथितयशसां भाससौमिल्लकविपुत्रादीनां प्रबन्धानतिक्रम्य कथं वर्तमानस्य कवेः कालिदासस्य कृतौ बहुमानः
—કાલિદાસ ( માલવિકાગ્નિમિત્ર )

(२) सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः ।
सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥
—બાણ (હર્ષચરિત )

(३) भासम्मि जलणमित्ते कन्तीदेवे सहावि रहुआरे ।
सोबन्धवे अ बन्धम्मि हारिअन्दे अ आणन्दो ॥
—વાક્‌પતિરાજ ( ગઉડવહો ).

(४) भासनाटकचक्रेऽपि च्छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥
—રાજશેખર ( સૂક્તિમુક્તાવલી ).

(५) यस्याश्चोरश्चिकुरनिकुरः कर्णपूरो मयूरो
भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः ।
हर्षो हर्षो हृदयवसतिः पञ्चबाणस्तु बाणः
केषां नैषा भवति कविताकामिनी कौतुकाय ॥
—જયદેવ ( પ્રસન્નરાઘવ )

(६) सुविभक्तमुखाद्यङ्गैर्व्यक्तलक्षणवृत्तिभिः ।
परेतोऽपि स्थितो भासः शरीरैरिव नाटकैः ॥
—દંડી ( અવંતિસુંદરી કથા )

(७) भासो रामिलसोमिलौ वररुचिः श्रीसाहसाङ्कः कविर्मेण्ठो भारविकालिदासतरलाः स्कन्धः सुबन्धुश्च यः ।
दण्डी बाणदिवाकरौ गणपतिः कान्तश्च रत्नाकरः
सिद्धा यस्य सरस्वती भगवती के तस्य सर्वे वयम् ॥
—શાર્ઙ્ગધરપદ્ધતિમાં ૧૧૮

આ શ્લોક કવિવિમર્શમાં રાજશેખરની રચના છે એમ એસ. નારાયણ શાસ્ત્રી નોંધે છે.

(८) बभूवान्येऽपिकुमारदास
भासादयो हन्त कवीन्दवस्ते ।
यदीय गोभिः कृतिनां द्रवन्ति
चेतांसि चन्द्रोत्पलनिर्मलानि ॥
—સોઢલ (ઉદયસુંદરી કથા)

(९) भासयत्यपि भासादौ कविवर्गे जगत्त्रयीम् ।
के न यान्ति निबन्धारः कालिदासस्य दासताम् ॥
—સરસ્વતીકંઠાભરણ

(१०) कुर्युर्नः कवयः कवित्वफलमप्राचीनबीजांकुर-
क्षेत्राणि प्रथितप्रभाः शुभमतिं श्रीभासबाणादयः ॥
—દંડી (કવિહૃદય)

(११) वाल्मीकिव्यासभासप्रभृतिभिरुदितां
कालिदासादिकाद्य-
गुप्तां मुक्तां च बाणप्रभृतिभिरनर्घां
साहितीसौहृतीं ताम् ॥
—દંડી (કવિહૃદય)

(१२) सम्प्रति परां काष्ठामधिरूढेनापि भासेन भूतपूर्वा स्वकीया दशा न विस्मृता । यतोऽनेन पूर्वाचरितं घटकर्परेणोदकवहनमेव प्रतिज्ञातम् । प्रतिज्ञां चेमामसहमानाः परे कवयः परिहसितुमनसो विक्रमार्कसभ्यमेन भासं तज्जातिस्मारकेन घटकर्परनाम्ना व्यवजह्रुः । क्रमेण च स एव व्यपदेशो भासमहाकवेः सुप्रसिद्धः सम्पन्नः ।
—દંડી (કવિહૃદય)

(નોંધ–૧૦, ૧૧ અને ૧૨ ને દંડીરચિત કવિહૃદયમાં આવેલા ઉલ્લેખો તરીકે એસ. નારાયણ શાસ્ત્રી ઓળખાવે છે. પણ એ કવિહૃદય નામની કૃતિ દંડીની છે કે કેમ તે શંકાસ્પદ છે.)

## ભાસ–સમસ્યા

ભાસ એટલે પ્રશિષ્ટ સંસ્કૃત નાટ્ય-સાહિત્યરૂપી પ્રફુલ્લિત પાદપનું પ્રથમ પ્રસૂન નાટ્ય-વિભાગે અગ્રિમ સ્થાન શોભાવનાર કવિવર કાલિદાસે પણ એનો આદરપૂર્વક ઉલ્લેખ કર્યો છે કાવ્યક્ષેત્રે વાલ્મીકિ આદિ કવિ છે, નાટ્ય-ક્ષેત્રે ભાસ આદિ નાટ્યકાર છે. નાટક, પ્રકરણ, વ્યાયોગ, કે ઉત્સૃષ્ટિકાંક જેવા અનેક રૂપકના પ્રકારોનું ભાસે સફળતાપૂર્વક ખેડાણ કર્યું છે, એમ એના નામે ઉપલબ્ધ થતાં નાટકો પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે.

પણ અતિ અફસોસ સાથે નોંધવું પડે છે કે કવિવરો દ્વારા પ્રશંસાનાં પુષ્પો પામનાર ભાસ આપણી સમક્ષ નામશેષ બની ગયા હતા. મુસલમાન યુગની ધર્માંધતાનો ભોગ ભારતના ભગવાનના શ્વાસોશ્વાસ સમા વેદ બન્યા હતા તો પછી ભાસનાં નાટકોની શી વિસાત ? ઉત્તર ભારતમાં બળ અને જુલમનું શાસન સ્થાપનાર મુસલમાનોએ દેવનાગરી લિપિમાં ભાસનાં નાટકોને ભસ્માવશેષ કર્યા હશે, એમ માનવાને કારણ મળે છે. કાલિદાસ, બાણ, રાજશેખર, જયદેવ વગેરે જેનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કરે એ ભાસની એક પણ કૃતિ દેવનાગરી લિપિમાં લખાયેલી ઉત્તર ભારતમાં નથી મળી તે આ વાતની સાક્ષી પૂરે છે. પણ સદ્‌ભાગ્યે દક્ષિણ ભારતમાં મલયમ લિપિમાં આ ભાસનાં નાટકો સચવાઈ રહ્યાં હતાં. અને ઈ. સ. ૧૯૧૨થી મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રીએ ભાસના નામે ચડેલાં તેર નાટકોને ક્રમે ક્રમે પ્રસિદ્ધ કર્યાં.

સ્વપ્નવાસવદત્તા, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ, પંચરાત્ર, ચારુદત્ત, દૂતઘટોત્કચ, અવિમારક, બાલચરિત, મધ્યમવ્યાયોગ, કર્ણભાર અને ઊરુભંગ

નામનાં નાટકોની મલાયમ લિપિની હસ્તપ્રત મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રીને કેરલમાં પદ્મનાભપુરની નજીકમાં આવેલા મનલિક્કારમઠમાંથી મળી આવી. તેઓએ આ વિભાગે વધુ સંશોધન કર્યું. અભિષેક તથા પ્રતિમા નાટકની હસ્તપ્રત તેઓને કૈલાસપુરના એક જોષી પાસેથી મળી. સ્વપ્નવાસવદત્તા અને પ્રતિજ્ઞાયૌગન્ધરાયણની કેરલમાંથી મળેલી હસ્તપ્રતો, મ્હૈસુરના પંડિત અનંતાચાર્યે મહમહો. ગણપતિ શાસ્ત્રીને આપી. આ પછી ભાસનાટકચક્રનાં આ નાટકોને મહામહો. ગણપતિ શાસ્ત્રીએ ઈ. સ. ૧૯૧૨ થી પ્રસિદ્ધ કરવા શરૂ કર્યાં.

સંસ્કૃત સાહિત્યરસિક જનતા માટે આનંદનો અરુણોદય થયો. પણ એક મતે આ સર્વે નાટકો ભાસનાં જ છે તેવું સ્વીકારે તો વિદ્વાનો વિવેચકો કેમ કહેવાય? પરિણામે આ વિભાગે એક સમસ્યા ઉદ્ભવી. આ સર્વે નાટકો ભાસનાં જ છે કે નહિ? બધા નાટકો નહિ તો થોડાં ભાસના નામે ચઢાવી દીધાં છે? આજે આ વિવાદને **ભાસ સમસ્યા** ( Bhasa Problem ) તરીકે ઓળખવામાં આવે છે. આ સમસ્યાએ અનેક વિદ્વાનોનું ધ્યાન ખેંચ્યું છે. જેવા કે મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રી, ડૉ. બેનરજી શાસ્ત્રી, ડૉ. બેલવેલકર, ડૉ. યાકોબી, ડૉ. જયસ્વાલ, ડૉ. એ બી. કીથ, ડૉ. સ્ટેન કોનો, ડૉ. સરૂપ, ડૉ. હરપ્રસાદ શાસ્ત્રી, ડૉ. થોમસ, પંડિત રામાવતાર શર્મા ડૉ. બાર્નેટ, શાર્પેન્ટિયર, ડૉ. કાણે, ડૉ. કુન્હન રાજા, ડૉ. લેવી, ડૉ. પિશરોટી, ડૉ. કપ્પુસ્વામી શાસ્ત્રી, ડૉ. વુલનર, ડૉ. સુકથંકર, ડૉ. વિન્ટરનિત્ઝ, ડૉ. પુસાલકર, ડૉ. આયર. કેટલા બધાં ડોકટરો એક પ્રશ્ન પાછળ! અને એમની ચીરફાડે પ્રશ્નને સુધારવા કરતાં બગાડયો વધારે! સો ડાહ્યાનો એક મત પણ બે વિદ્વાનોના સો મત. આ વિદ્વદ્દ્વંદ્વમાંથી એવું કહેનાર તરફ પણ અંગુલિનિર્દેશ કરી શકાય કે આ પ્રાપ્ત નાટકોમાંથી કેટલાંકના કર્તા ભાસ નથી.

અથવા આ નાટકો જ ભાસનાં નથી. અનેકવિધ ચર્ચા પરથી જે તારવવામાં આવ્યુ છે તેને સંક્ષિપ્તમાં અહીં આપવાનો પ્રયત્ન કરીશું.

## ગ્રંથકર્તૃત્વ

પ્રથમ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ બધાં નાટકો એક જ કર્તાની કૃતિ છે કે અનેક કવિઓની ? મહામહો. ગણપતિ શાસ્ત્રી આને એક જ વ્યક્તિની કૃતિઓ માને છે. ડૉ. કીથ, ડૉ. થોમસ, ડૉ. સરૂપ, ડૉ. બેનરજી શાસ્ત્રી, ડૉ. એસ. એમ. પરાંજપે, ડૉ. એ. ડી પુસાલકર અને ડૉ. આયર આ તેરેતેર નાટકોને એક વ્યક્તિની કૃતિઓ માને છે. ડૉ. દેવધર ચારુદત્ત સિવાયની બધી કૃતિઓ ભાસની સ્વીકારે છે. પ્રો. જાગીરદાર સ્વપ્નવાસવદત્તા, પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ અને પંચરાત્રને ભાસની કૃતિઓ માને છે. અને બાકીની કૃતિઓ જુદા જુદા યુગની માને છે. ડૉ. વિન્ટરનિઝ અને ડૉ. સુકથંકર સ્વપ્ન. અને પ્રતિજ્ઞા. ને ભાસકૃત ગણે છે અને અત્યારે ઉપલબ્ધ થતી જાણકારીને આધારે બાકીનાં નાટકો વિશે નક્કી કરવું અશક્ય છે એમ સ્વીકારે છે. ડૉ. વેબરે સ્વપ્ન, પ્રતિજ્ઞા, ચારુદત્ત, બાલચરિત અને અવિમારકને એક કર્તાની કૃતિઓ માની છે. અભિષેક, કર્ણભાર, ઊરુભંગ, દૂતવાક્ય અને દૂતઘટોત્કચ સિવાયની કૃતિઓ ભાસની છે એમ ડૉ. કેશવ હર્ષદ ધ્રુવ માને છે. ડૉ. બાર્નેટ અને ડૉ. પિશરોટી નાટકોને જુદા જુદા યુગની કૃતિઓ સ્વીકારવા પ્રેરાય છે. ડૉ. વુલનર અલગ અલગ નાટકો માટે ભિન્ન ભિન્ન યુગો સ્વીકારતા જણાય છે. ડૉ જહૉન્સ્ટન પણ એવો જ કોઈ મત પુષ્ટ કરે છે. ઘણુંખરું વિદ્વાનોમાં સ્વપ્ન. અને પ્રતિજ્ઞા ને અનુલક્ષીને ઐકમત્યમ્ પ્રવર્તે છે. અહીં એ પ્રશ્ન થાય કે આટલા બધા મુણ્ડે મુણ્ડે મતિર્મિન્નાનાં ઉદાહરણો છે, પુરુષમતિનું વૈશ્વરૂપત્વ જણાય છે તો નિર્ણય તારવવો કેવી રીતે ? પણ આ ક્ષેત્રે ડૉ. પુસાલકરે નોંધેલું ડૉ. વિન્ટરનિઝનું વાક્ય પર્યાપ્ત આશ્વાસન-રૂપ છે કે–

"In science truth is not found out by the majoirty fo votes but the majority of argumens."

જેઓ આ સર્વે નાટકોને એક જ કર્તાની કૃતિઓ માને છે તેઓની દલીલો નીચે મુજબ છે :

(૧) સર્વે નાટકોનો આરંભ એક જ વાકયથી થાય છે કે नान्द्यन्ते ततः प्रविशति सूत्रधारः ।

(૨) ચારુદત્ત સિવાય સર્વે નાટકોમાં સૂત્રધાર મંગલ શ્લોક બોલે છે.

(૩) સ્વપ્ન, પ્રતિજ્ઞા, પંચરાત્ર અને પ્રતિમામાં મુદ્રાલંકારનો પ્રયોગ મંગલ શ્લોકમાં થયો છે.

(૪) કર્ણભાર સિવાય બધે પ્રસ્તાવના ને માટે સ્થાપના શબ્દનો પ્રયોગ થયો છે.

(૫) આ સ્થાપના ઘણી નાની અને લેખક કે કૃતિના નામ વિનાની હોય છે.

(૬) નાટકોના અંતે નાટકનું નામ પુષ્પિકામાં આપવામાં આવ્યું હોય છે.

(૭) નાટકને અંતે પણ કર્તાનું નામ આપ્યું નથી.

(૮) एवमार्यमिश्रान् विज्ञापयामि । अये, किन्नु खलु मयि विज्ञापनव्यग्रे शब्द इव श्रूयते ! વગેરે વાકયોનો પ્રયોગ મોટા ભાગનાં નાટકોમાં એક સરખો થયેલો છે.

(૯) इमां सागरपर्यन्तां हिमवद्विन्ध्यकुण्डलाम् ।
महीमेकातपत्राङ्कां राजसिंहः प्रशास्तु नः ॥

આ ભરતવાકય સ્વપ્નમાં આવે છે. ચારુદત્ત અને દૂતઘટોત્કચ સિવાયનાં નાટકોમાં આવતાં ભરતવાકયમાં લગભગ ઉપરનાં ભરત–વાકયને મળતા વિચારો છે.

(૧૦) ભરતનાં નાટ્યશાસ્ત્રમાં વર્ણવેલા અંગણિત નિયમોનું ઉલ્લંઘન આ નાટકોમાં જોવા મળે છે. દા. ત,

(૧) પ્રતિમામાં દશરથનું મૃત્યુ રંગમંચ પર દર્શાવ્યું છે.

(૨) અભિષેકમાં વાલિનો વધ તખ્તા પર બતાવાયો છે.

(૩) ઊરુભંગમાં દુર્યોધનનો સ્વર્ગવાસ પણ પ્રેક્ષકો સમક્ષ દેખાડયો છે
(૪) બાલચરિતમા ચાણુર, મુષ્ટિક અને કસનો નાશ પ્રત્યક્ષ બતાવાયો છે ,
(૫) સ્વપ્નમા ઉદયનનુ શયન મચ ઉપર બતાવ્યુ છે
(૬) પચરાત્ર અને મધ્યમમાં દૂરથી બોલાવવામાં આવે છે
(૭) અભિષેક, પૂજા કે પ્રતિજ્ઞા માટે જળ રગમચ ઉપર લાવવામા આવ્યું છે
(૮) નાટયશાસ્ત્ર મુજબ પત્ની પતિને 'आर्यपुत्र' સબોધન કરે જ્યારે સ્વપ્નમા અને બાલચરિતમા સેવકો સ્વામીને 'आर्यपुत्र' સબોધન કરે છે
(૧૧) ઘણા નાટકોમા આકાશભાષિતનો છૂટથી પ્રયોગ થયેલો જોવા મળે છે
(૧૨) 'निष्क्रम्य प्रविश्य' ની યુક્તિ કથાનકને ઝડપથી આગળ વધારવા માટે થયેલી જોવા મળે છે
(૧૩) યોદ્ધા કે બ્રાહ્મણો દ્વારા સગ્રામ, દ્વંદ્વયુદ્ધ રણમેદાન, યજ્ઞ-પ્રસગ વગેરેનુ વર્ણન કરાવ્યું છે જુઓ ઊરુભગ, પચરાત્ર
(૧૪) उत्सरत उत्सरत आर्या ! उत्सरत જેવી જાહેરાત પછી માનનીય વ્યક્તિઓનો પ્રવેશ વર્ણવવામા આવ્યો છે
(૧૫) સ્વપ્ન, પ્રતિજ્ઞા, અભિષેક અને પ્રતિમામા પ્રતિહારીનુ નામ 'વિજયા' એક સરખુ છે
(૧૬) निवेद्यतां निवेद्यतां महाराजाय જેવા પ્રયોગો ઘણા નાટકોમાં કાઈ નિવેદન કરવાનું હોય ત્યારે થાય છે
(૧૭) પ્રસ્તાવનામા નેપથ્યે અવાજ થાય અને તે સાંભળીને તરત 'भद्र ज्ञात'म् એમ કહી આવનાર પ્રસંગનું વર્ણન આપી દેવામાં આવે છે -

(૧૮) વાર્તાલાપમાં એક પાત્ર બીજું પાત્ર કાંઈ કહેવા ઇચ્છે છે એમ તરત સમજીને પ્રશ્ન પૂછે છે.[1]

(૧૯) ભિન્ન ભિન્ન છંદોનો પ્રયોગ પણ એક પ્રકારનું સામ્ય પ્રદર્શિત કરી આ બધી રચનાઓ એક જ વ્યક્તિની હોય તેમ સિદ્ધ કરે છે.

(૨૦) સૂર્યાસ્ત, રાત્રિ, સંધ્યા, યુદ્ધ, યજ્ઞ, કે વ્યક્તિઓનાં વર્ણનમાં ઉપમાદિ અલંકારગત ઘણું સામ્ય જણાય છે.

(૨૧) 'હાથ એ જ ઉત્તમ આયુધ છે' આ વિચાર બાલચરિત, મધ્યમવ્યાયોગ, પંચરાત્ર અને અવિમારકમાં મળે છે.

(૨૨) દુર્યોધનના પાત્રમાં સર્વત્ર માનનો ગુણ દઢતાપૂર્વક પ્રદર્શિત થતો જણાય છે.

(૨૩) ઉરુભંગ અને દૂતવાક્યમાં ધૃતરાષ્ટ્રને અંધ બનાવવાનું એક સરખું કારણ આપ્યું છે કે દેવોને સ્વર્ગના સંરક્ષણમાં શંકા જાગી એટલે ધૃતરાષ્ટ્રને અંધ બનાવ્યા.

(૨૪) અર્જુનનું કિરાતનું રૂપ ધારણ કરનાર શિવ સાથેનું કે નિવાતકવચ સાથેનું યુદ્ધ દૂતવાક્ય, દૂતઘટોત્કચ અને ઊરુભંગમાં એક સરખું વર્ણવ્યું છે.

(૨૫) લક્ષ્મી સાહસમાં વાસ કરે છે, પરાક્રમથી રાજ્ય મેળવાય છે, સંતોષમાં સંપત્તિ રહેતી નથી જેવા વિચારોમાં લક્ષ્મી અને સાહસ તથા પરાક્રમનો સરખો સંબંધ વર્ણવેલો અનેક નાટકોમાં મળે છે.[2]

---

૧. ननु किंचिद्वक्तुकामासि–અવિમારક. सुग्रीव । वक्तुकाममिव त्वां लक्षये–અભિષેક. वक्तुकाममिव त्वां लक्षये–પ્રતિજ્ઞા.

૨ साहसे श्रीः प्रतिवसति–ચારુદત્ત. राज्यं नाम नृपात्मजैः सहृदयैर्जित्वा रिपून् भुज्यते । –દૂતવાક્ય. श्रीमं संतोषमिच्छति । પંચરાત્ર. प्रायेण हि नरेन्द्रश्री सोत्साहैरेव भुज्यते ।– સ્વપ્ન

(૨૬) બે વ્યક્તિઓના વાર્તાલાપમાં અચાનક ત્રીજી વ્યક્તિની ઉક્તિ જોડાતાં ભાવિનું સૂચન થાય તેવા પ્રસંગને નાટ્યશાસ્ત્રની પરિભાષામાં 'ગંડ' કહે છે. કેટલાક આનો ઉલ્લેખ પતાકાસ્થાનક તરીકે કરે છે. આવા ગંડ આ નાટકોમાં અનેક જોવા મળે છે.[૩] વળી, અવિમારકના બીજા અંકમાં, પંચરાત્રના પહેલા અંકમાં પ્રતિમાના પહેલા અંકમાં, પ્રતિમાના બીજા અંકમાં, તેમ જ સ્વપ્ન. અને પ્રતિજ્ઞા. માં યત્રતત્રસર્વત્ર આવાં ઉદાહરણો પ્રાપ્ત થાય છે.

(૨૭) એકબીજાને મળતા આવતા કેટલાક નાટ્યપ્રસંગો પણ મળી આવે છે. દા, ત, યુવાન વીરને કોઈ મહારાજાને માન આપવાનું કહે ત્યારે તે બોલી ઊઠે આઃ कस्य महाराजः । જુઓ : બાલચરિત અને પંચરાત્ર.

(૨૮) દશરથ, વાલિ અને દુર્યોધન મરણ સમયે જે દશ્યો જુએ છે તેનું વર્ણન ઘણું મળતું મળી આવે છે.

(૨૯) પ્રતિજ્ઞા અને અવિમારકમાં રાજા પુત્રી માટે યોગ્ય વરની ચિંતાની અભિવ્યક્તિ પત્ની સમક્ષ કરે છે અને આ દશ્યનો અંત કંચુકીના પ્રવેશથી આવે છે. બાલચરિતના ત્રીજા અંકનું અને પંચરાત્રના બીજા અંકના આરંભનું દશ્ય સરખું છે. વળી ચારદત્ત અને અવિમારકમાં આવતું નગરવર્ણન પણ ઘણું સામ્ય લઈને આવે છે.

---

૩ જુઓ: रावण :–व्यक्तमिन्द्रजिता युद्धे हते तस्मिन् नराधमे
लक्ष्मणेन सह भ्राता केन त्वं मोक्षयिष्यसे ॥
( नेपथ्ये )
रामेण रामेण ।
—અભિષેક ૫—૧૦

(૩૦) આ નાટકોમાં ઘણે સ્થળે આવતી સરખામણીઓમાં ખૂબ સામ્ય છે. વીરની સરખામણી સિંહ સાથે, કે તેજસ્વી મનુષ્યની સરખામણી નક્ષત્રના સમૂહમાં રહેલા ચંદ્ર સાથે અનેક વખત થયેલી જોવા મળે છે

(૩૧) अहो हास्यमभिधानम् के शृणुतां मम पराक्रमः જેવા પ્રેયોગો એકથી વધુ નાટકોમાં થયેલા છે

(૩૨) એક પાત્ર, બે પાત્ર કે વધુ પાત્રો દ્વારા શ્લોકને તોડી બોલવાની રીત આ નાટકોમાં ઘણે સ્થળે જોવા મળે છે.

(૩૩) બ્રાહ્મણ ધર્મ તરફ પક્ષપાત જેવી વસ્તુઓ અને કેટલીક સામાજિક સ્થિતિઓનું સામ્ય પણ આ તેરે નાટકોનો કર્તા એક જ છે એમ માનવા પ્રેરે છે.

(૩૪) ભાષા-શૈલીનું સામ્ય ઘણું નોંધપાત્ર છે. સાદી, સરળ, પ્રવાહી અને મધુર ભાષાનો પ્રયોગ સર્વ નાટકોમાં થયો છે ૪

(૩૫) યમકોનો અતિશોખ અને અનુપ્રાસનો છૂટથી પ્રયોગ આ નાટકોના કર્તા કોઈ એક વ્યક્તિ હશે એમ માનવા પ્રેરે છે.

(૩૬) નાના નાના સંવાદો—વાક્યોમાં કે પછી શ્લોકોમાં—એકદમ સરળ, સચોટ અને હૃદયંગમ રીતે સર્વ નાટકોમાં રચાયેલા દૃષ્ટિગોચર થાય છે.

(૩૭) ડૉ એ ડી પુસાલકર એક 'स्वराज्य'ની દલીલ જોરદાર કરે છે કેટલાંક ભરતવાક્યોમાં 'परचक्रं प्रशाम्यतु' એમ કહ્યું છે. મહાભારતનાં નાટકોનો અંત કૌરવોને હરાવી પાંડવોનું રાજ્યારોહણ છે બાલચરિતમાં શ્રીકૃષ્ણ કંસને મારીને ઉગ્રસેનને રાજગાદી અપાવે છે. ઉદયનની કથામાં પણ રાજ્યપ્રાપ્તિ એ જ

૪ જુઓ: "clear, lofty and majestic as well as sweet and charming. The sentences are everywhere replete with a wealth of ideas beautifully expressed." Dr. Ganapati Shastri.

ધ્યેય છે રામકથાનાં નાટકોમા પણ રામ અંતે રાજ્ય મેળવે છે અવિમારકમા પણ અંતે નાયકને રાજ્યપ્રાપ્તિ થતી દર્શાવી છે. આ બધું બતાવે છે કે આ નાટકોનો કર્તા કોઈ એક હોવો જોઈએ.

આમ ખૂબ ઝીણવટભરી વિગતથી ઉપર મુજબની કેટલીક દલીલો આપીને ડૉ પુસાલકર આ તેરે કૃતિઓ એક જ કર્તાની સ્વીકારે છે[૫] વળી આવો જ મત ડૉ સરૂપ આપે છે[૬] ઉપર નોંધેલા કારણો ઉપરાંત નીચેના કારણો કૃતિઓના એક કર્તૃત્વને સિદ્ધ કરવામા મદદરૂપ છે એમ કહી શકાય

(૧) નાન્દીમાં શ્રીકૃષ્ણ :—

આ નાટકોની નાન્દીમાં મોટે ભાગે શ્રીકૃષ્ણ કે તેમના અવતારોની સ્તુતિ કરવામા આવી છે

(૨) શ્રીકૃષ્ણપ્રશંસા :—

મહાભારત તેમજ રામાયણના નાટકો જોતાં જણાય છે કે શ્રીકૃષ્ણ કે તેમના અવતારોની સીધી કે આડકતરી પ્રશંસા કરવામા લેખક રાચે છે. દા ત,

(૧) કર્ણભારમાં શ્રીકૃષ્ણને કોઈ સીધો સબંધ નથી છતાં શ્રીકૃષ્ણ દીર્ઘદૃષ્ટિ છે તેવુ દર્શાવતાં ત્યા કહે છે–'अनेककपटबुध्दे कृष्णास्योपाय'।

---

૫ જુઓ "Thus, a careful study of the problem, under various head leads us to the definite conclusion that all the plays are the products of one and the same brain" –A D Pusalkar, Bhasa A Study–21

૬ જુઓ "The communy of technique, language, style, ideas, treatment and idendity of names of dramatic personae, prose and metrical passages and secnes are so remarkable that the conclusin of their common authorship is inevitable" Dr Laxan Sarup H R 1927 P. 118.

(૨) દૂતવાક્યમાં શ્રીકૃષ્ણના કાર્યનું જ પૂર્ણ વર્ણન આપે છે.
(૩) દૂતઘટોત્કચમાં શ્રીકૃષ્ણના સંદેશાને જ પ્રભુત્વ અર્પ્યું છે. અહીં શ્રીકૃષ્ણ એ પાત્ર નથી, પરંતુ તેમની ઉલ્લેખ દ્વારા જણાતી ઉપસ્થિતિ તખ્તા પરના વાસ્તવિક પાત્ર કરતાં પણ વધુ મહત્વનો ભાગ ભજવતી જણાય છે.
(૩) પંચરાત્રમાં પણ શ્રીકૃષ્ણના અનેક ઉલ્લેખો પ્રાપ્ત થાય છે.
(૪) ઊરુભંગમાં પણ શ્રીકૃષ્ણને કારણે જ પાંડવોની જીત દર્શાવાઈ છે. વળી મહાભારતમાં અર્જુનને ઊરુ થાબડીને ભીમને સંજ્ઞા આપતો દર્શાવ્યો છે જ્યારે અહીં શ્રીકૃષ્ણને તેવી સંજ્ઞા આપતા વર્ણવ્યા છે. ૭
(૫) બાલચરિત એ કૃષ્ણકથા પર આધારિત નાટક છે.
(૬) પ્રતિમા અને અભિષેક શ્રીરામની કથા આપી જાય છે. ત્યાં પણ એક પ્રકારે શ્રીકૃષ્ણના અવતારની કથા છે.

(૩) **મનોવૈજ્ઞાનિક પાત્રવિકાસ:—**

આ નાટકોમાં મનોવૈજ્ઞાનિક રીતે આવતો પાત્રોનો વિકાસ નોંધપાત્ર છે. આ કળામાં લેખક પૂર્ણપણે આધુનિક જણાય છે. સ્વપ્ન અને પ્રતિજ્ઞા જેવાં પ્રસિદ્ધ નાટકોમાં દર્શાવ્યુ છે તેમ પાત્રોના મનોવૈજ્ઞાનિક વિકાસમાં તે રાચે છે. મીરવર્થ આ વાત તરફ અંગુલિનિર્દેશ કરે છે.

(૪) **ઉપેક્ષિત પાત્રોનું ઉદાત્તીકરણ : Glorification Of the Ignored Chraracters.**

છેલ્લું અને અગત્યનું કારણ સદ્ય સાબિત કરી જાય છે કે આ નાટકો એક જ કલાસ્વામીની કલાપ્રસાદી છે. અહીં રામાયણ અને મહાભારતમાં જે પાત્રો તરફ ઉપેક્ષા થઈ છે તેવા મહાકાવ્યના પાત્રોના ઉદાત્તીકરણમાં ભાસને ખૂબ રસ છે. દા. ત., (૧). દૂતઘટોત્કચમાં

૭ જુઓઃ સ્વમુરુમિહસ્ય કામપિ સંજ્ઞાં પ્રયચ્છતિ જનાર્દનઃ । ઊરુભંગ.

ધૃતરાષ્ટ્રના પૌત્રને વિનયી, કૃષ્ણ તરફ આદર રાખનાર, દુર્યોધન અને તેમાંય શકુનિને ધિક્કારનાર અને અભિમન્યુના વધથી વધુ વ્યથિતથનાર રજૂ કર્યું છે.

(૨) કર્ણભારમાં મહાભારતના કર્ણ કરતાં વધુ પ્રોજ્જ્વલ રીતે કર્ણને વર્ણવવામાં આવ્યો છે.

(૩) ઊરુભંગમાં દુર્યોધનની ઉદાત્તતા અન્ય કોઈ પણ પાત્ર કરતાં વધુ ઓજસ્વી છે.

(૪) મધ્યમવ્યાયોગમાં હિડિમ્બાને જાતિથી જ રાક્ષસી બતાવી છે, આચારથી નહિ,

(૫) પ્રતિમા નાટકમાં ભાસ કૈકેયીના વકીલ જેવા જણાય છે.

આમ ઘણે સ્થળે '**મહાકાવ્યોના ઉપેક્ષિતોને**' વધુ પ્રતિભાવંતઃ પ્રોજ્જ્વલ અને ગુણપ્રકર્ષથી ઓપતા આપવામાં આવ્યા છે. વિશેષ કરીને મહાકાવ્યોના (Black Painted Characters) કાળાં ચિતરેલાં પાત્રોને ઉદાત્ત વર્ણવવાની લેખકની વૃત્તિ જણાય છે. આથી કહી શકાય કે મોટે ભાગે ઉદાત્તીકરણની એક સરખી વૃત્તિ દર્શાવતાં નાટકો એક જ કવિની કૃતિઓ હોઈ શકે.

આમ ઉપરની અનેક યુક્તિ–પ્રયુક્તિઓથી એટલું અવસ્ય પામી શકાય કે ભાસનાટકચક્રના નામે પ્રસિદ્ધ થયેલાં નાટકો એક જ વિભૂતિની કૃતિ છે એમ કહેવામાં કોઈ અતિશયોક્તિ નથી.

### ભાસનું કર્તૃત્વ

આ નાટકોનું એકકર્તૃત્વ સિદ્ધ થયા પછી પ્રશ્ન થાય છે કે આ નાટકોના રચનાર ભાસ જ હતા એમ કેવી રીતે કહી શકાય? આનો ઉત્તર નીચે મુજબ આપી શકાય.

પ્રાચીન નાટ્યશાસ્ત્રના તેમજ અન્ય ગ્રંથોમાં સ્વપ્ન. પ્રતિજ્ઞા, વગેરેમાંથી ભાસના નામ સાથે અવતરણો કે ઉલ્લેખો મળી આવે છે.

-આથી આ નાટકોને ભાસની કૃતિઓ માનવી રહી અને ઉપર જણાવ્યા મુજબના લાગણીમાં સામ્ય હોવાથી બધી કૃતિઓ ભાસની માની શકાય શરૂમાં સ્વપ્નના ઉલ્લેખો જોઈએ.

(૧) क्वचित्क्रीडा यथा वासवदत्तायाम् ।

—અભિનવગુપ્ત (દસમી સદી)

(૨) वासवदत्ते, पद्मावतीमस्वस्थां द्रष्टुं राजा समुद्रगृहकं गतः ।

ભોજદેવ કૃત શૃંગારપ્રકાશ (૧૧ મી સદી)

(૩) यथा भासकृते स्वप्नवासवदत्ते शेफालिकाशिलातलमवलोक्य वत्सराजः ।

-રામચંદ્ર-ગુણચંદ્ર કૃત નાટ્યદર્પણ

(૪) ભાવપ્રકાશના આઠમા અધિકારમા પ્રશાંતનાટકના ઉદાહરણ તરીકેસ્વપ્ન ના કથાનકની ચર્ચા છે. તેમના કેટલાક ઉલ્લેખો જોઈએ.

पद्मावत्या मुखं वीक्ष्य विशेषकविभूषितम् ।
जीवत्यावन्तिकेत्येतज्ज्ञातं भूमिभुजा यथा ॥

* * *

चिरप्रसुप्तः कामो मे वीणया प्रतिबोधितः ।
तां तु देवीं न पश्यामि यस्या घोषवती प्रिया ॥

(૫) भासनाटकचक्रेऽपि छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥

-સૂક્તિમુક્તાવાલિમાં રાજશેખર.

આવા અનેક ઉલ્લેખો દર્શાવે છે કે સ્વપ્ન. એ ભાસની જ કૃતિ છે વળી—

सूत्रधारकृतारम्भैर्नाटकैः बहुभूमिकैः ।
सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥

-બાણકૃત હર્ષચરિતમાં

ભાસનાં નાટકોનાં ત્રણ મુખ્ય, લક્ષણો દર્શાવ્યા છે

(૧) सूत्रधारकृतारम्भैः શબ્દો તેના નાટકોને એક સરખી રીતે લાગુ પડે છે; કારણ દરેકનો આરંભ नान्द्यन्ते ततः प्रविशति सूत्रधारः. શબ્દો પછી સૂત્રધાર આવીને કરે છે.

(૨) बहुभूमिकैः ડૉ. કુન્હન રાજા, ડૉ. દેવધર વગેરે વિદ્વાનો આ તેર નાટકોને બહુભૂમિકાવાળા માનવા તૈયાર નથી. એમ લાગે છે કે બાણે નાટકોની લંબાઈની સરખામણીમાં પાત્રોની સંખ્યા જોઈને આમ કહ્યું છે. મોટા ભાગનાં એકાંકી નાટકોમાં સરખામણીની દૃષ્ટિએ ઘણાં પાત્રો છે એમ કહી શકાય. અથવા બાણને મન बहुभूमिकैः એટલે बहुविधभूमिकैः હશે એવું ડૉ. પુસાલકર સૂચવીને કહે છે કે—

'everyone will endorse the view that our dramas introduce characters of various types and vicissitudes.'

(૩) सपताकैः— ડૉ. કુન્હન રાજા, ડૉ. દેવધર, ડૉ. કાણે વગેરે દૃઢપણે માને છે કે આ નાટકોમાં પતાકા નથી. જેને નાટ્યશાસ્ત્રની પરિભાષામાં પતાકા કહી શકાય તેવાં સુંદર ઉદાહરણો સંસ્કૃત સાહિત્યમાં અન્યત્ર મળે છે તેવાં ઉદાહરણો આ નાટકોમાં નથી. છતાં જેને પતાકા કહી શકાય તેવા પ્રસંગો છે. ખરા. દા. ત., સ્વપ્નમાં પદ્માવતી પરિણય, અભિષેકમાં વાલિવધ અને સુગ્રીવકથા વગેરે. કેટલાંક પતાકાનો અર્થ 'પતાકાસ્થાનક' કરે છે. પણ આ બંને તદ્દન જુદાં છે. અલબત્ત 'પતાકા'નો અર્થ નાટ્યાત્મક વક્રોક્તિ કરવામાં આવે તો ઘણાં ઉદાહરણો આ નાટકો પૂરાં પાડે છે તે આગળ ઉપર જોયું છે. જુઓ પા. ૭

ડૉ. કાણે અહીં नाटकैः શબ્દ હોવાથી પ્રકરણ, ઉત્સૃષ્ટિકાંક, વ્યાયોગ વગેરે લઈ ન શકાય એમ કહે છે. પણ 'નાટક' શબ્દને બાણે રૂપકના અર્થમાં વાપર્યો હોય તેમ લાગે છે. કારણ બાણ પોતાની કૃતિઓમાં रूपक માટે नाटक શબ્દ પ્રયોજતા જણાય છે. काव्येषु नाटकेषु એવા અનેક સ્થળે કરેલા પ્રયોગોમાં 'नाटक' શબ્દમાં તેઓ બધા રૂપકના પ્રકારો સમાવી લેતા જણાય છે. જો એમ ન હોય તો દસરૂપકનાં

નામો લખતાં તેમને ક્યાં વધુ પરિશ્રમ પડવાનો હતો ! વળી વિસ્તારભયે તેમને ક્યારેય વિચાર કરતા કર્યા છે ખરા ? આથી નાટકૈઃ એટલે રૂપકો લેવાથી કોઈ મોટો વાંધો આવતો નથી. આમ બાણનો આ શ્લોક આ તેરે નાટકોના કર્તા ભાસ છે એવું સિદ્ધ કરવામાં પાયાની દલીલ કામ કરે છે.

૮મી સદીમાં વાક્પતિરાજે 'ગૌડવહો' માં ભાસને 'ज्वलनमित्र' તરીકે વર્ણવ્યો છે. આ નાટકોમાં અગ્નિનો અનેક રીતે ઉલ્લેખ થયેલો જોવા મળે છે.

૧૨મી સદીમાં જયદેવ ભાસને કવિતાકામિનીના હાસ તરીકે વર્ણવે છે. भासो हासः कविकुलगुरुः कालिदासो विलासः । અને આ નાટકોમાં હાસ્યરસના પ્રસંગો પર્યાપ્ત પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. આથી નિર્વિવાદ સિદ્ધ થાય છે કે આ નાટકોની રચના કોઈ એક વ્યક્તિની છે અને તે અન્ય કોઈ નહિ પણ આદ્યનાટ્યકવિ ભાસની જ છે.

સ્વપક્ષસ્થાપન તો પ્રયત્નપૂર્વક કર્યું, પણ જ્યાં સુધી પરપક્ષ નિરાકરણ કરવામાં ન આવે ત્યાં સુધી સિદ્ધાન્તસ્થાપન સુસ્થિર રીતે થયું ન કહેવાય આથી આ નાટકો ભાસનાં નથી એવું પ્રતિપાદન કરનાર પક્ષોનું વ્યવસ્થિત ખંડન કરીને આ પ્રશ્નનો અંત આણીશું. આ નાટકોને ભાસનાં નહિ માનનારાઓના મતો ભિન્ન ભિન્ન રીતે અસ્તિત્વમાં આવ્યા છે

(૧) શક્તિભદ્ર આ નાટકોના કર્તા છે
(૨) શુદ્રક આ નાટકોના રચયિતા છે.
(૩) કેરલના ચાક્યારોની આ રચના છે.
(૪) નાટકોની રચના પલ્લવ રાજવીઓના દરબારમાં થઈ છે
(૫) આ નાટકો મૂળ પરથી ઊતરી આવેલી નાટ્ય આવૃત્તિઓ છે.

(૧) શક્તિભદ્રે આશ્ચર્યચૂડામણિ નામના નાટકની રચના કરી છે. તેની શૈલી વગેરે ત્રિવેન્દ્રમ નાટકોને મળતી આવે છે. આથી આ

નાટકો, બધાં નહિ તો કેટલાંક શક્તિભદ્રે રચ્યાં છે એવી દલીલ કરવામાં આવી છે. વળી પ્રતિમા, અભિષેક અને આશ્ચર્યચૂડામણિ મલબારમાં એક હસ્તપ્રતમાં સાથે મળી આવ્યાં. આથી તે એક જ વ્યક્તિ શક્તિભદ્રની કૃતિઓ છે તેવી દલીલ થઈ. પણ આ માન્ય નથી. આધુનિક યુગમાં જેવી રીતે સંગ્રહો બહાર પડે છે તેમ રામકથાને લગતાં નાટકો અહીં સાથે આપ્યાં હોય એ શક્ય છે. વળી, પ્રો. કેશવ હર્ષદ ધ્રુવે બતાવ્યુ કે શક્તિભદ્રના આશ્ચર્ય. નાટકની પ્રસ્તાવનામાં આપ્યું છે કે દક્ષિણમાં આ નાટક પહેલાં કોઈ સંસ્કૃત નાટક હતું નહીં. શક્તિભદ્રનો સમય દસમી સદીનો છે. જ્યારે ભાસ લેખક તરીકે કાલિદાસ અને બાણના સમયથી પ્રસિદ્ધ થઈ ચૂક્યો છે આમ શક્તિભદ્ર ત્રિવેન્દ્રમ નાટકોનો કર્તા છે એ મત બુદ્ધિના નિકષગ્રાવ પર ટકી શકતો નથી.

(૨) શૂદ્રક આ ત્રિવેન્દ્રમ નાટકોના કર્તા છે તેવું માનનારામાં શ્રી. એ. આર. સરસ્વતી અને શ્રી. એમ. આર. કવિ આવે છે. તેઓ ચારુદત્તને મૃચ્છકટિકની રંગમંચાવૃત્તિ લેખે છે. શૂદ્રકનો સમય તેના પ્રસિદ્ધ નાટક મૃચ્છકટિકને આધારે જે નક્કી કરવામાં આવ્યો છે તે મુજબ તે કાલિદાસ પહેલાં નથી થયો અને ભાસ તો કાલિદાસ પહેલાં થઈ ગયા એ નિર્વિવાદ વાત છે. પછી શૂદ્રક આ નાટકોના કર્તા કેવી રીતે હોઈ શકે?

(૩) કેરળના ચાક્યારોની આ રચના છે એમ કેટલાક વિદ્વાનો સ્વીકારે છે. અહીં પ્રસ્તાવનામાં કે સ્થાપનામા અથવા અંતની પુષ્પિકામાં ભાસનું નામ જ નથી. વળી આ નાટકોની હસ્તપ્રતો કેરલ પ્રાંત સિવાય અન્યત્ર મળી નથી. શ્રી કુપ્પુસ્વામી શાસ્ત્રી કહે છે સ્વપ્ન. અને પ્રતિમામાં 'વિવાદ' માટે 'સંબંધ' શબ્દ વપરાયો છે અને વિવાદના અર્થમાં સંબંધ શબ્દ આજે પણ કેરળના ચાક્યારોમાં વપરાય છે. આથી સિદ્ધ થાય છે કે આ નાટકો કેરળના ચાક્યારોની રચના છે.

આ મત પણ માન્ય નથી. ભાસનું નામ નથી તેથી તે ચાકયારોની રચના છે એમ કેમ માની શકાય? ચાકયારોનું પણ નામ તો નથી જ ને ! વળી કેરલમાં જ હસ્તપ્રતો મળી તેનું કારણ તો ઉત્તરમાં ધર્માંધ મુસલમાનોએ સંસ્કૃત હસ્તપ્રતોનો નાશ કર્યો હશે, એમ માની શકાય મિતાક્ષરા પદ્ધતિમાં આજે પણ વિવાહના અર્થમાં સંબંધ શબ્દ વપરાય છે. અને કેરલના ચાકયારોમાં આવું ઉચ્ચ કવિત્વ જ કયાં હતું કે નાટકોની રચના કરી શકે ? નલોદય વગેરે તે બાજુની કૃતિઓમાં કયાં ઉચ્ચ કાવ્યત્વ મળે છે?

(૪) એક મત આ નાટકોની રચના પલ્લવ રાજવીઓના દરબારમાં થયેલી સ્વીકારે છે. ભરતવાકયમાં राजसिंहः प्रशास्तु नः એવો ઉલ્લેખ મળી આવે છે. અને પલ્લવ વંશના નરસિંહ વર્મા બીજા કે તેનમારને રાજસિંહ એવું ઉપનામ ધારણ કર્યું હતું અને તેના સભાપંડિતે આ નાટકોની રચના કરી તેના પાલક પલ્લવનરેશોનો રાજસિંહ નામથી ભરતવાકયમાં ઉલ્લેખ કર્યો છે. આ મત સમર્થન વિનાનો સિદ્ધ થયો છે. ઇતિહાસે આ રાજાના દરબારમાં કોઈ સમર્થ કવિ કે પંડિત હોવાનું નોંધ્યું નથી. અને કદાચ માની લઈએ કે એવો કોઈ કવિ હતો તો પછી તેણે પોતાના નામને શા માટે છૂપું રાખ્યું અને કૃતિઓની પ્રસ્તાવનામાં આપ્યું નહિ? કારણ કે પલ્લવરાજવીઓના કાળપૂર્વે નાટકની પ્રસ્તાવનામાં કવિના નામનો ઉલ્લેખ કરવાની પ્રથા, કાલિદાસ, ભવભૂતિ વગેરેના નાટકોમાં દર્શાવ્યું છે તેમ, અસ્તિત્વમાં આવી ચૂકી હતી.

(૫) એવું સૂચવવાનો પ્રયત્ન પણ થયો છે કે આ નાટકો કેરલના કવિઓની રચના ભલે ન હોય પણ ત્યાંના વિદ્વાનોએ તેને તખ્તાલાયક બનાવવા માટે મૂળ પરથી જે રંગ આવૃત્તિઓ તૈયાર કરી તે તેર નાટકોરૂપે આજે મળી આવે છે. ડૉ. બાર્નેટ માને છે કે પાંડય રાજવીઓના સમયમાં આવી રીતે મૂળે નાટકો પરથી રંગ આવૃત્તિઓ તૈયાર થઈ હતી. અહીં પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે જો આ

રંગ આવૃત્તિઓ હોય તો મૂળ આવૃત્તિઓ કયાં છે? ડૉ. થોમસે તો બતાવ્યું છે કે સ્વપ્નના કથાનક કે મૂળ પાઠમાં કોઇ ફેર પડયો નથી. ડૉ. વિન્ટરનિટ્ઝ આ નાટકોને Compilation પણ સ્વીકારતા નથી. ૮

ડૉ. પુસાલકર પણ આ સમસ્યાની વિસ્તૃત ચર્ચા અનેક મુદ્દાઓને અનુલક્ષીને કર્યા પછી 'થોડા ફેરફારો સાથે આ નાટકો ભાસનાં છે,' એમ માને છે. ૯

એ. એસ પી. અય્યર સ્વપ્ન. પ્રતિજ્ઞા. ને ભાસની જ રચનાઓ ગણાવે છે, જ્યારે બાકીનાં નાટકો ભાસના શિષ્યો કે મિત્રોએ રચ્યાં હશે અને ભાસે તેને સુધારી વધારીને મૂકયાં હશે, આના સમર્થનમાં તે જણાવે છે કે શેકસપીયરે Timon of Athenes, Antony and Cleopatra કે Henry IV માં થોડોઘણો પોતાનો હાથ બટાવ્યો છે જ્યારે બાકીની રચના તેના શિષ્યોની છે. ૧૦

૮ જુઓ: It is simply absurd to call plays like Svapna or Avi compilations Macbeth and Julius Ceaser remain works of Shakespeare even when they are adapted for stage... We always find some original idea (in these plays) which presupposes an original poet and not a compiler.
-Dr Winternitz

૯ જુઓ: Minor changes are inevitable and might have been introduced by the stage. But that does not rob Bhasa of the author ship of these plays.—A. D. Pusalkar, Bhasa A Study. P. 60.

૧૦ જુઓ: A S. P. Ayyar Bhasa P. 33

# ભાસની જીવનઝરમર

વિશ્રુત નાટ્યશાસ્ત્રી ભરતે નાટકને પંચમ વેદ કહ્યો છે કવિ-કુલગુરુ કાલિદાસે નાટ્યને વિભિન્ન રુચિ ધરાવનાર લોકોનુ એક માત્ર સમારાધન કહ્યુ છે આ વસ્તુનુ સમર્થન ભાસના નાટકો જોતા થાય છે. સંસ્કૃત નાટકોના વિકાસના ઇતિહાસમા ભાસ જાજ્વલ્યમાન મણિ છે સંસ્કૃત નાટકોના પિતા છે, મહાકવિ કાલિદાસ જેવાએ પણ એને પ્રથિતયશસ્ કહીને નવાજ્યો છે

આવા મહાન સાહિત્યકારના જીવન વિષે સાવ અંધારપટ છવાયેલ છે પરંપરાએ તેમને વિષે કેટલી દંતકથાઓ ઉપજાવી છે અને જાળવી છે પહેલા આપણે તેમનો અભ્યાસ કરીએ

**ભાસ વિષે દંતકથાઓ**

(૧) ભાસ અને વ્યાસમાથી કોણ શ્રેષ્ઠ છે તે નક્કી કરવા કોઈ પણ સમર્થ નિર્ણાયક ન મળ્યો તેથી એ બન્નેની કૃતિઓ અગ્નિમા નાખવામા આવી કહે છે કે અગ્નિએ ભાસની કૃતિઓ બાળી નહિ

આ દંતકથા ઉપરથી એટલુ જ સમજી શકાય કે મહાભારતના કથાવસ્તુને લઈ ને નિર્માણ પામેલા ભાસના નાટકો વ્યાસ કરતા કવિત્વ દૃષ્ટિએ ઉચ્ચ કોટિના હતા

(૨) ભાસને કેટલાક ધોબી (ધાવક) માને છે, અને તેને રાજા હર્ષના દરબારનો કવિ હોવાનુ સ્વીકારે છે આ કવિ ધાવકે પ્રિયદર્શિકા અને રત્નાવલી નાટકો લખીને હર્ષને નામે ચઢાવી દીધા હોવા જોઈએ દક્ષિણ ભારતના એક વિદ્વાન શ્રી ટી એસ નારાયણ શાસ્ત્રી અને શ્રી પરાજપે જેવા વિદ્વાને પણ ભાસને પ્રિયદર્શિકા વગેરેના લેખક માનવાની હિમત કરી છે શ્રી ટી એસ નારાયણ શાસ્ત્રીએ રાજશેખર નિમિત

મનાતા કવિવિમર્શ નામના ગ્રન્થમાંથી એએક એવા અવતરણો[1] આપ્યા છે જેથી ભાસ અને ધાવકની એક્તા વ્યક્ત થાય છે પણ આની સામે એમ કહી શકાય કે ભાસને ધાવક માનવો એ મહાન ભ્રમ છે શ્રી નાગયણ શાસ્ત્રીને મળેના (અહીં ફૂટનોટમા ઉદ્ધૃત કરેના) એ શ્નોકો એમના કોઈ મિત્ર પાસેથી સાપડયા હતા એના શ્લોકો પ્રમાણભૂત કહી શકાય નહીં શ્રી પરાજપેએ કરેની ભાસના નાટકોની નાગાનન્દ અને પ્રિયદર્શિકા સાથેની સરખામણી ઉપરથી પ્રિયદર્શિકા વગેરે માટે ભાસનુ કર્તૃત્વ સિદ્ધ થઈ શકે તેમ લાગતુ નથી કારણ કે એની સરખામણી તો ગમે તે બે કવિઓનાં ગ્રથોમા થોડા પ્રયત્ને પણ થઈ શકે દૂરમાં ઈ સ પૂર્વે થઈ ગયેલ ભાસને ઈ સ ની સાતમી સદીના માનવા તે ઇતિહાસ અને યુક્તિથી વિરુદ્ધ છે

(૩) ભાસના સ્વપ્નવાસવદત્ત વિષે એક પ્રચલિત કથા છે કે ભાસના નાટકોની પરીક્ષા કરવા વિવેચકોએ તેમને અગ્નિમા નાખ્યા આમાં અગ્નિ સ્વપ્ન નાટકને બાળવા સમર્થ થઈ શકયો નહી [2]

પણ આનો આશય એ જ કે વિવેચકોએ સ્વપ્નવાસવદત્ત નાટકને સર્વોત્તમ ગણ્યુ ઉપરની વાત લક્ષ્યમા રાખીને જ કદાચ વાક્પતિરાજે

૧ कारण तु कविस्वस्य न सपत्नकुलीनता। धावकोऽपि हि यद्भास कवीनामग्रिमोऽभवत् ।

आदौ भासेन रचिता नाटिका प्रियदर्शिका। निर्दिष्य रसनस्य कस्य न प्रियदर्शना
तस्य रत्नावली नून रत्नमालेव राजते। दशरूपककामिन्या वक्षस्यत्यन्त शोभना॥
नागानन्द समालोक्य यस्य श्रीहर्षविक्रम। अम दानन्दभरित्त स्वसभ्यकरोत् कविम् ॥

(कविविमर्श By राजशेखर)

२ भासनाटकचक्रेऽपि छेकै क्षिप्त परीक्षितुम्।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावक ॥ રાજશેખર કા યમીમાસા

गउडवहो નામના એમના પ્રાકૃત ભાષામાં લખેલ મહાકાવ્યમાં ભાસને जलणमित्त (ज्वलनमित्र–અગ્નિનો મિત્ર) કહ્યા હોવા જોઈએ [3]

(૪) એમ પણ કહેવાય છે કે ભાસનુ જ એક નામ ઘટકર્પર હતું આ ઘટકર્પરના કર્તાએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે જે પોતાને યમકરચનામાં હરાવશે તો એને માટે પોતે ઘડાના ઠીકરા (घटकर्पर) વડે પાણી ભરશે

રાજા વિક્રમના દરબારના નવરત્નો પૈકી એક ઘટકર્પર નામના લગભગ ચોથીથી છઠ્ઠી શતાબ્દીની વચ્ચે મનાતા આ કવિને ઈ સ પૂર્વે થનાર ભાસ માનવો એ હકીકત કાળક્રમની દૃષ્ટિએ તદ્દન અસ ગત છે

આ પ્રમાણે ઉપર બતાવેલ ભાસ વિષે પ્રચલિત દંતકથાઓ અને તેમનુ નિરસન કરી તેમની કૃતિઓના અભ્યાસથી અનુમિત થતા તેમના વ્યક્તિત્વ વિષે હવે આપણે વિચાર કરીશુ

## ભાસનુ વ્યક્તિત્વ

કવિતા કામિનીના હાસ મનાતા ભાસ જાતે બ્રાહ્મણ હતા વર્ણાશ્રમ વ્યવસ્થા તરફના તેમના આગ્રહથી, બ્રાહ્મણ ધર્મના પક્ષપાતી હોવાથી અને તત્કાલીન પરંપરામા વિદ્યાક્ષેત્રે તેમનુ આધિપત્ય જણાતુ હોવાથી એમનુ બ્રાહ્મણ હોવાનુ સિદ્ધ થાય છે

ભાસ એ કદાચ એમનુ ગોત્રનામ્ પણ હોય પ્રાચીન સમયમાં વ્યાવહારિક વિશિષ્ટ નામને બદલે કેટલાક ગોત્રનામને પોતાના નામ તરીકે સ્વીકારતા હતા

ભાસ ભગવાન વિષ્ણુના પરમવૈષ્ણવ–સાચા ભક્ત હતા એમની કૃતિઓમા નાન્દી શ્લોકોમા અને અન્યત્ર ભગવાન શ્રીવિષ્ણુ અને તેમના જ અભિન્ન સ્વરૂપો નારાયણ, હરિ, શ્રીધર, કેશવ, દામોદર અને શ્રીવિષ્ણુના અવતારી સ્વરૂપો જેવાં કે વરાહ, વામન, નરસિંહ, રામ

---

૩. भासम्मि जलणमित्त कन्तीदेवे तहावि रहुवारे ।
सो बन्धवे अ बन्धम्मि हारिअन्दे अ आणन्दो ॥

રૂપ્ણ, બલરામ વગેરેની સ્તુતિ ઉપરથી એ સિદ્ધ થાય છે કે તેઓ મુખ્યત્વે વિષ્ણુભક્ત હતા આમ છતા કોઈ અન્ય દેવ તરફ એમનો પૂર્વગ્રહ ન હતો તેથી તો પ્રતિજ્ઞા યોગન્ધરાયણમા ભગવાન શુગન્વર (શકર) અને તેમના પુત્ર કાર્તિકેયની પણ વંદના કરી છે એ સાથે બાલચરિતમા ભગવતી માતા કાલીની પણ વદના કરી છે. આ ઉપરથી તેઓ વિશાળ માનસવાળા એક સાચા ભક્ત હતા વૈદિક કર્મકાડમા પણ એમને ભારે શ્રદ્ધા હતી

## નિવાસ

તેઓ ઉત્તર ભારતના નિવાસી હોવાનુ અનુમાન થાય છે, કારણ કે એમની કૃતિઓમા ઉત્તર ભારતમા આવેલ નગર, નદી, પર્વત તથા રીતરિવાજોનુ વ્યાપક વર્ણન છે. ઉજ્જયિની, અયોધ્યા, મથુરા માટે એમને ભારે આકર્ષણ છે આ ઉપરથી એમ પણ કહી શકાય કે તેઓ આ ક્ષેત્રોમા ફર્યા પણ હોય એમના ઘણાખરાં નાટકોમાં આવતી ભરતવાક્યની 'હિમવદ્વિન્ધ્યકુણ્ડલામ્' પક્તિ પણ તેઓના ઉત્તર ભારતી હોવા વિષેનુ સમર્થન કરે છે ઉત્તરભારતની તુલનામાં તેમનુ દક્ષિણભારતનુ જ્ઞાન મર્યાદિત જણાય છે એમની દક્ષિણ ભારત વિષેની માહિતી રામાયણ તથા મહાભારતમા આવેલ દક્ષિણ ભારતના વર્ણન સુધીની જ છે. રામની કથાઓના વર્ણનમા રામેશ્વર જેવા તીર્થનો ઉલ્લેખ તેમણે કર્યો નથી (દા ત અભિષેક નાટકમા લકાપતિ રાવણને મારવા રામ જાય છે ત્યા રામેશ્વરનો ઉલ્લેખ કર્યો નથી)

## સ્વભાવ

ભાસ સ્વભાવે અત્યત વિનમ્ર અને વિનોદપ્રિય હશે તેથી તેઓ પોતાના કુટુમ્બને પણ સુખી બનાવી શક્યા હશે નીતિલીરુતા, ટીખળ, *આન દશીલતા, આશાવાદિતા આ એમના સ્વભાવના વિશિષ્ટ લક્ષણો હતા*

## વિદ્વત્તા

ભાસ અનેક શાસ્ત્રોના પારગામી વિદ્વાન હતા તેમનુ વૈદુષ્ય સર્વતોમુખી હતુ વૈદિકસાહિત્ય ઉપરાંત ઇતિહાસ, પુરાણ ધર્મશાસ્ત્ર, રાજનીતિ

શાસ્ત્રના તેઓ અધિકારી વિદ્વાન હતા લોકકથાઓનો પણ તેમને ભારે રસ હતો સાહિત્યશાસ્ત્રના તેઓ મર્મજ્ઞ પંડિત હતા

## ભાસનું વાતાવરણ

ભાસનો રાજકુળો સાથે ઘનિષ્ઠ સંબંધ દેખાય છે રાજમહેલ તથા અન્તઃપુર વગેરે નિરુપણમાં તેઓને ભારે રસ છે राजसिंह प्रशास्तु न એ ભરતવાકયસ્થ પંક્તિ ઉપરથી એમ જણાય છે કે કોઈ રાજવી ... સાથે તેમનો નિકટનો સંબંધ રહ્યો હશે એમણે અમના નાટકોમાં ઘણે ઠેકાણે અમાત્ય (યૌગન્ધરાયણ જેવા) સેના, યુદ્ધ, રાજકુળ વગેરે વર્ણન કર્યાં છે તે ઉપરથી એ સિદ્ધ થાય છે પણ આ ઉપરથી એમ માનવું કે ભાસ એક રાજા હતો તો એ વધારે પડતું છે.

## ભાસના આદર્શો

સાહિત્યનો અભ્યાસી જીવ કોઈ પણ મહાન સાહિત્યકારના આદર્શો જાણવા માટે ઉત્સુક હોય છે, કારણ કે તેવા આદર્શોમાંથી પોતે પ્રેરણાના પીયૂષનું પાન કરી પોતાના જીવનને ઉદાત્ત કરી શકે આ હિસાબે આપણે પણ એમની કૃતિઓમાંથી સૂચિત થતા વિવિધ ક્ષેત્રને લગતા આદર્શોની અહીં વિચારણા કરીશું.

## ધર્મપરાયણતા

ભાસ 'धर्मो रक्षति रक्षित' ના સિદ્ધાન્તમાં માનનાર છે 'धर्मो विश्वस्य जगत प्रतिष्ठा' ના સૂત્રનું અનુસરણ કરનાર ભાસ એમ વિચારે છે કે ધર્મનું જે આલંબન કરે છે એને જ ધર્મ બચાવે છે સત્યની પ્રતિષ્ઠાથી સર્વની પ્રતિષ્ઠા છે એનો વિનાશ થતા સર્વનો વિનાશ થાય છે કર્ણભારમાં કહેવામાં આવ્યું છે કે દેહ પડયા પછી ગુણો ટકી રહે છે (हतेषु देहेषु गुणा धरन्ते) પ્રતિમા નાટકમાં પણ શ્રીરામ સત્યવ્રતપાલન માટે બદ્ધપરિકર છે

## દાન અને બલિદાન

કર્ણભારમા ભાસે કર્ણના મોઢે એક સરસ ઉક્તિ મૂકી છે 'વખત જતા શિક્ષણ નાશ પામે છે, દઢ મૂળવાળા વૃક્ષો પડી જાય છે અને જળાશયમા આવેલ પાણી સુકાઇ જાય છે પણ હોમેલ અને આપેલ તેમ ને તેમ રહે છે' ૧

ભાસ દાન અને બલિદાન પ્રત્યુપકારની ભાવના વગરના હોવા જોઈએ તેમ માને છે અન્ય દેશો કરતા દાનની બાબતમા ભારતની એ વિશેષતા છે કે આ દેશમા દાન કેવળ ગોદાન કે અન્ય વસ્તુના જ દાન નથી આપતા પણ વશની સુરક્ષા માટે કન્યાદાન, જીવનના ઉદાત્ત નિર્વાહ માટે વિદ્યાદાન, બુભુક્ષિતોની ક્ષુધાના શમન માટે અપાતું અન્નદાન પણ આગવુ મહત્ત્વ ધરાવે છે

## પુરુષાર્થ અને ભાગ્યવાદ

ભાસ પુરુષાર્થમા પૂરી રીતે માને છે પ્રતિજ્ઞાયૌગન્ધરાયણમા આ માટે એક સરસ વિચાર રજૂ કરે છે 'કાષ્ઠમથનથી અગ્નિ ઉત્પન્ન થાય છે, ખોદવામાં આવે તો પૃથ્વી પાણી આપે છે ઉત્સાહી લોકોને માટે કઈ (પણ) અસાધ્ય નથી ખરી દિશામા શરૂ કરેના પ્રયત્ન સફળ થાય છે' ૨

પુરુષાર્થનો દ્વિમાયતી હોવા છતાં ભાગ્યની પ્રબળતાનો પણ ભાસ સ્વીકાર કરે છે ઘણીવાર પુરુષ-પ્રયત્નને ભાગ્ય નિષ્ફળ બનાવી મૂકે છે તે વાત ભાસ સારી પેઠે જાણે છે નિયતિના વિનાસને ચક્રના

૧ शिक्षा क्षयं गच्छति कालपर्ययात्, सुबद्धमूला निपतन्ति पादपा ।
जल जलस्थानगत च शुष्यति हुत च दत्त च तथैव तिष्ठति ॥
—કર્ણભાર ૨૩

૨ काष्ठादग्निर्जायते मथ्यमानाद् भूमिस्तोय खन्यमाना ददाति ।
सोत्साहाना नास्त्यसाध्य नराणां मार्गारब्धा सर्वयत्ना फलन्ति ॥
(પ્રતિજ્ઞા૦ ૧-૨૮)

આરાઓની સાથે સરખાવે છે. 'સમયાનુસાર પરિવર્તન પામતી જગતની ભાગ્યપંક્તિ ચક્રના આરાઓની માફક ઊંચી નીચી ચાલ્યા જ કરે છે.[3]

## સહચાર અને સહકાર

ભારતીય સમાજની વિશિષ્ટતારૂપ વર્ણાશ્રમ વ્યવસ્થાનો આદર કરતો ભાસ એમ માને છે કે સર્વે માનવો એકમેકના સહકારથી કામ કરે. જેમ એક હાથની સમસ્ત પાંચેય આંગળીઓ મહત્ત્વની છે તેવી રીતે સમાજમાંના દરેક વર્ણો આવશ્યક છે. સર્વ પ્રાણીઓના–ભૂતમાત્રના કલ્યાણ માટે લોકસંગ્રહાર્થ કામ કરીને સહચાર અને સહકારની ભાવનાના સેવનમાં માનવનું કલ્યાણ છે.

## નિર્ધનતા

ભાસ દરિદ્રતાને ધિક્કારે છે. તેના મતે નિર્ધન માણસ એક ચાલતું મડદું છે. કોઈ એનો આદર કરતું નથી. એનાથી મિત્રો અજાણ્યા હોય તેવો વર્તાવ કરે છે. કોઈએ કરેલ દુષ્કૃત્ય એને માથે ઢોળી દેવામાં આવે છે. એવાને દુઃખ પછી દુઃખ જ આવ્યા કરે છે. ભાસના 'ચારુદત્ત' માંથી આ વિષે સારો એવો ખ્યાલ આવી શકે છે.

આ ઉપરાંત ધનની સાર્થકતા વિષે પોતાનો મત વ્યક્ત કરતાં એ કહે છે કે ધનની સાર્થકતા ત્યારે જ છે કે જ્યારે એ યજ્ઞ તથા દાન માટે વપરાય. મિત્ર જનોના કષ્ટ પ્રસંગે પણ એનો બરાબર વિનિયોગ થવો જોઈએ. ચારુદત્તે કંઈ આવાં જ દાન કર્યાં હતાં.

## મૈત્રી

મૈત્રી વિષે પણ ભાસના ઉચ્ચ આદર્શો છે, દુઃખથી સંતપ્ત મિત્રો ઉપર આધાર રાખનાર વ્યક્તિને છોડી દેવામાં તે મૈત્રીનો

---

૩ कालक्रमेण जगतः परिवर्तमाना चक्रारपंक्तिरिव गच्छति भाग्यपंक्तिः ॥
(સ્વપ્ન૦ ૧-૪)

દ્રોહ થાય છે આથી જ યૌગન્ધરાયણ ઉદયનને (મિત્ર ભાવે પણ) છેતરી શકતો નથી આ ઉપરાંત રામ, સુગ્રીવ તથા વિભીષણ પ્રત્યે, અશ્વત્થામા દુર્યોધન પ્રત્યે કર્ણ આવો જ સુહૃદ્ભાવ બતાવે છે શત્રુતા હમેશા પ્રાણઘાતક છે તેથી સર્વભૂતસૌહાર્દ એ જ આદરણીય વસ્તુ છે

**રાજાઓ તથા અમાત્યો**

ભાસના રાજ્ય સબંધી વિચારોનો અભ્યાસ કરતા માલૂમ પડે છે કે રાજાને હમેશા પોતાના ઉત્તરદાયિત્વનુ ભાન હોવુ જોઈએ એ અત્યધિક વિલાસી ન હોવો જોઈએ રાજાએ તે સમજવુ જોઈએ કે એ પહેલા પ્રજાનો સેવક છે અને પછી રાજા રાજાએ ધર્મ તથા કાયદો અનાદર પળાવવા જોઈએ એણે પ્રધાનોના માનસની ઊંડી પરીક્ષા કરવી જોઈએ સમયે પ્રેમ અને સમયે ગુસ્સો બતાવતાં પણ આવડવુ જોઈએ ગુપ્તચરો દ્વારા એણે પડોશી રાજાઓ તથા લોકોના ચરિત્રને જોતા રહેવુ જોઈએ રાજાએ પોતાના દેશને બાગની પેઠે સાચવવો, પણ યુદ્ધ પ્રાપ્ત થતા તેની જરીકે દરકાર ન રાખવી રાજાઓ સર્વજનતાના માનના અધિકારી છે, પણ એ રાજાઓ ઋષિમુનિઓના ચરણોની વદના કરે રાજાઓ ભલે વૈભવથી વિભૂષિત રહે પણ એ સાથે જ સાર્વજનિક કાર્યો માટે તેઓ સર્વદા કટિબદ્ધ રહે

અમાત્યોએ દેશના હિત માટે સ્વાર્થરહિત થઈને કામ કરવુ જોઈએ એમા વ્યક્તિગત લાભને સ્થાન ન હોવુ જોઈએ વત્સદેશની મુક્તિ માટે અમાત્યપ્રવર યૌગન્ધરાયણે પોતાના સુખોનુ બલિદાન આપ્યુ હતુ તે જાણીતુ છે મન્ત્રીઓએ રાજ્યપદ્ધતિને લગતાં શાસ્ત્રોનુ અધ્યયન કરવુ જોઈએ અને બહુજનહિતાય કાર્ય કરતા રહેવુ જોઈએ

**ગૃહિણી**

ભાસનો ગૃહિણી વિષેનો આદર્શ ભવ્ય છે પતિના જીવનના દરેક પરિશ્રમપૂર્ણ કાર્યમાં પત્ની એક વિરામ છે, પ્રેમ જ ગૃહિણી છે

ભારતીય પત્નીએ પતિને પરમેશ્વરની માફક જોવા જોઈએ સાથે જ પતિએ પણ પત્નીને પૂર્ણ માન અને આદરથી સન્માનવી જોઈએ જોકે આવા આદર્શ જોડા ભાગ્યે જ હોય છે (अल्प तुल्यशीलानि द्वन्द्वानि सृज्यन्ते (प्रतिमा)–એમ પણ ભાસ સ્વીકારે છે આ ઉપરાંત પતિ પરિચરણ પરાયણા પત્નીના આદર્શ વિષે ભાસે પ્રતિમા નાટકમા ઉલ્લેખ કર્યો છે

"ગ્રહણ સમયે પણ તારા ( ચ દ્રની રોહિણી ) ચ દ્રની પાછળ જાય છે જ્યારે વનનુ વૃક્ષ પડે છે ત્યારે લતા પણ ભોય ઉપર પડે છે કાદવમા ખૂ પેલા હાથીને હાથણી ત્યાગ કરતી નથી (માટે સીતાજીને) વનમા જવા દો અને ધર્મ આચરવા દો ખરેખર સ્ત્રીઓ તો પતિપરાયણ હોય છે (પ્રતિમા ૧ ૭૫)

પત્ની જ્યારે પતિથી વિરહિત હોય તો તેણે શણગાર સજવા ન જોઈએ, નેત્રોમા અ જન આજવુ ન જોઈએ, કેશ છૂટા રાખવા જોઈએ

ભાસે કન્યા માટે પતિ કેવો જોઈએ એનુ નિરૂપણ પ્રતિજ્ઞા. (૨/૪) મા કર્યું છે એ પ્રમાણે જોતાં કન્યા માટે વરની શોધ કરતા પહેલા તો વરનુ કુળ ઉત્તમ હોવુ જોઈએ પછી તે વર કોમળ હૃદય ધરાવતો હોવો જોઈએ અને છે ને તે પરાક્રમી એટલે કે શૂર હોવો જોઈએ રૂપ ન હોય તો સ્ત્રી સમાજમા ટીકા થવાના ભયથી વર રૂપવાન હોય તેમ પણ ઇચ્છા રાખવામા આવતી

## પરિચારક વર્ગ

પરિચારકોના કર્તવ્ય વિષે ભાસનો મત છે કે તેમણે પોતાના સ્વામી પ્રત્યે પૂર્ણ વફાદાર રહેવુ જોઈએ પોતાના માલિકનુ લૂણ ખાઈ જે તેને સારી રીતે અદા કરતો નથી, તે મર્યા પછી સ્વર્ગ મેળવી શકતો નથી આ સાથે સ્વામીએ પણ પરિચારક વર્ગ તરફ

તુચ્છકાર દૃષ્ટિથી ન જોવું જોઈએ. ભાસનાં નાટકોમાં સેવકો કે સેવિકાઓ પ્રત્યે તિરસ્કારનો ભાવ ક્યાંય જોવામાં આવતો નથી. ફક્ત પ્રતિમા નાટકમાં પ્રતિમાગૃહમાં મંદિરને સાફ રાખનાર 'સુધારક'ને પેલો 'ભટ' ધમકાવે છે એટલું જ, બાકી સીતા, કુરંગી, વાસવદત્તા, પદ્માવતી, વસન્તસેના વગેરે તેમની દાસીઓ સાથે સખીઓ જેવો વ્યવહાર રાખે છે

## શિક્ષણ, વ્યાયામ અને અને અન્ય ક્રીડાઓ

ભાસને વિદ્યોપાર્જન માટે ખૂબ પ્રેમ છે. વિદ્વાનો તરફ એનો અહોભાવ છે એમનું માનવું છે કે 'વિદ્યાને હંમેશાં તાજી રાખવી' જોઈએ ('शिक्षा क्षयं गच्छति कालपर्ययात् । કર્ણભાર) અન્યથા સમય વીતતાં કટાઈ જાય છે

ભાસ રમતો અને વ્યાયામનો પુરસ્કર્તા છે ઉદયને હસ્તિપાલન તથા શિકારનો તથા સંગીત(ઘોષવતી વીણા)નો શોખીન બતાવ્યો છે પદ્માવતીને કન્દુક ક્રીડામાં ખૂબ રસ લેતી દર્શાવી છે. ભીમ, દુર્યોધન, બલરામ, કૃષ્ણ કુસ્તીમાં કુશળ છે. કર્ણ અને શલ્ય ઘોડેસવારીમાં નિપુણ છે. અભિમન્યુનો બાણ પ્રયોગ જાણીતો છે સીતાનો બાલવૃક્ષોને પાણી પાવાનો શોખ પણ જાણીતો છે એમના પાત્રોમા કેટલાંય દ્યૂતક્રીડાનાં પણ શોખીન છે

## સાહસ

શૌર્ય અને સાહસ માટે ભાસને અનન્ત પ્રેમ છે, ત્યારે કાયરના માટે ઘૃણા છે નબળા માણસો રાજ્યને ટકાવી શકતા નથી સ્વાતંત્ર્ય રાજ્ય, ભિક્ષામા મળતું નથી (દૂતવાક્ય)



# ભાસની કૃતિઓ

સંસ્કૃત સાહિત્યના કોઈ પણ નાટકકાર કરતા વધુમા વધુ નાટકો લખવાનુ બહુમાન ભાસને ફાળે જાય છે આ નાટકોનો ભંડાર ઈ સ ૧૯૧૦ના અરસામા ત્રિવેન્દ્રમમાં હસ્તલિખિત ગ્રંથોની શોધ કરતા પ ગણપતિ શાસ્ત્રીને મળી આવ્યો હતો એ નાટકોમા આવેલ કથાવસ્તુના ઉદ્ગમના આધારે એમનુ નીચે પ્રમાણેનુ વિભાજન સર્વમાન્ય અને સુપ્રચલિત છે

**(अ) મહાભારત ઉપર આધારિત .**

(૧) મધ્યમવ્યાયોગ, (૨) દૂતવાક્ય, (૩) દૂતઘટોત્કચ, (૪) કર્ણભાર, (૫) ઊરુભંગ, (૬) પંચરાત્ર

**(ब) રામાયણ ઉપર આધારિત :**

(૧) પ્રતિમાનાટક, (૨) અભિષેકનાટક

**(क) હરિવંશ ઉપર આધારિત .**

(૧) બાલચરિત

**(ड) ઉદયન કથા ઉપર આધારિત .**

(૧) પ્રતિજ્ઞાયૌગંધરાયણ, (૨) સ્વપ્નવાસવદત્ત

**(इ) રોમાન્સ –**

(૧) અવિમારક, (૨) ચારુદત્ત

કેટલાક વિવેચકો ઉપરના ભાસના નાટકોનો ભરતવાક્ય, છન્દ સંખ્યા, એમા આવેલ વિચાર તથા માનસશાસ્ત્રીય દૃષ્ટિકોણની નજરે રચનાક્રમ નક્કી કરે છે

ડૉ પુસાલકર કથાવસ્તુ, શૈલી, સંવાદ પ્રમાણ, શ્લોકસંખ્યા, ભાષા વગેરેને આધારે ભાસનાં નાટકોનો નિમ્નાનુસાર રચના ક્રમ દર્શાવે છે:

(૧) પ્રથમ ક્રમ

દૂતવાક્ય, કર્ણભાર, દૂતઘટોત્કચ, ઊરુભંગ, મધ્યમવ્યાયોગ, આ નાટકોમાં અનુષ્ટુપ પ્રચુરત્વ, ભાષા સાથે ઝાઝી છૂટ, પ્રમાણમા

સવાદ ઓછા એ ઉપરથી આ રચનાઓ એમની (ભાસની) પ્રારભિક રચનાઓ લાગે છે

(૨) દ્વિતીય ક્રમ

પચરાત્ર, અભિષેક, બાલચરિત, અવિમારક આ નાટકોમા ભાસે વસ્તુગુફનની કાળજી ઠીક ઠીક રાખી છે એ ઉપરાત અક તથા પાત્રોની સખ્યા પણ આ બધા નાટકો (Second group) મા વધી છે સવાદ તત્ત્વની વિપુલતા, એવ નૃત્ય તથા ગીત જેવા તત્ત્વો દાખલ થયાથી આ રચનાઓમા ઉપરના એકાકીઓ કરતા ભાસના પ્રગતિશીલ માનસના દર્શન થાય છે

(૩) તૃતીય ક્રમ

છેલ્લા આવે છે પ્રતિમા પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ સ્વપ્નવાસવદત્ત અને ચારુદત્ત તૃતીય વિભાગના આ બધાય નાટકોમાં સવાદ તત્ત્વોનો સુદર ઉપયોગ થયો છે આમા સ્વપ્ન અને ચારુદત્તમા એક એક અક તો એવો છે કે જેમા એક પણ શ્લોક નથી આ નાટકો લખતા કવિનો માનસશાસ્ત્રીય દૃષ્ટિકોણ પરિપક્વ થયેલો છે સૂક્ષ્માન્વેષણ અને નાટકીય સૂઝની બાબતમા આ છેના વિભાગના નાટકો જોતા લાગે છે કે કવિ સિદ્ધહસ્ત બની ચૂકયા છે

ડૉ પુસાલકરે ભાસના નાટકોનો ક્રમ આવી રીતે બતાવ્યો છે ત્યા ડૉ એસ એસ પી અય્યર ભાસનાં નાટકોમા આવેલ વિષયવસ્તુ, ભરતવાક્ય કલાનિપુણતા નાટ્યશિલ્પ અને તે નાટકોમા દેખાતી મૌલિકતાના આધારે ભાસના નાટકોને જુદા જુદા ક્રમમા ગોઠવે છે તેઓ માને છે કે ભાસના પ્રારભિક નાટકોનુ વસ્તુ મહાકાવ્યોમાથી લેવામા આવેલ હોય અને પછીના પરિપક્વ કક્ષાનાં નાટકોનુ વસ્તુ લોકગીત કે પ્રચલિત દતકથાઓમાથી લેવામા આવેલ હોય અહી ડૉ અય્યરે માનેલ ભાસનો નાટકક્રમ નીચે બતાવીશુ અને બીજી બાજુ ડૉ પુસાલકરને અભિમત નાટકક્રમ પણ દર્શાવીશુ

| ડૉ. અય્યર મુજબ | ડૉ. પુસાલકર મુજબ |
|---|---|
| (૧) દૂતઘટોત્કચ | (૧) દૂતવાક્ય |
| (૨) કર્ણભાર | (૨) કર્ણભાર |
| (૩) મધ્યમવ્યાયોગ | (૩) દૂતઘટોત્કચ |
| (૪) ઉરુભંગ | (૪) ઊરુભંગ |
| (૫) દૂતવાક્ય | (૫) મધ્યમવ્યાયોગ |
| (૬) પંચરાત્ર | (૬) પંચરાત્ર |
| (૭) બાલચરિત | (૭) અભિષેક |
| (૮) અભિષેક | (૮) બાલચરિત |
| (૯) પ્રતિજ્ઞાયૌગંધરાયણ | (૯) અવિમારક |
| (૧૦) અવિમારક | (૧૦) પ્રતિમા |
| (૧૧) પ્રતિમા | (૧૧) પ્રતિજ્ઞાયૌગંધરાયણ |
| (૧૨) સ્વપ્નવાસવદત્ત | (૧૨) સ્વપ્નવાસવદત્ત |
| (૧૩) ચારુદત્ત | (૧૩) ચારુદત્ત |

ઉપર પ્રમાણે ભાસનાં નાટકોનો રચનાક્રમ જોયા પછી રૂપકના પ્રકારની દૃષ્ટિએ જોતાં ભાસે નીચે મુજબના પ્રકારો ખેડ્યા છે.

ભારતીય નાટ્યશાસ્ત્ર રૂપકના દશ પ્રકાર ગણાવે છે. આમાં ભાસનાં ૧૩ નાટકો રૂપકના સાત પ્રકારનું પ્રતિનિધિત્વ ધરાવે છે. જેમકે–

નાકટ—અભિષેક, અવિમારક, સ્વપ્નવાસવદત્ત, પ્રતિમા અને બાલચરિત.

પ્રકરણ—ચારુદત્ત

સમવકાર—પંચરાત્ર

ઈહામૃગ—પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ

અંક—કર્ણભાર, દૂતઘટોત્કચ અને ઊરુભંગ

વ્યાયોગ—મધ્યમવ્યાયોગ

વીથિ—દૂતવાક્ય

આ ઉપરાંત ત્રિવિક્રમ, દામકપ્રહસન, વિષ્ણુધર્મ તથા યજ્ઞફલ નામનાં નાટક; ઘટકર્પર નામનું કાવ્ય તથા એક નાટ્યશાસ્ત્ર પણ ભાસે લખેલ હતાં એમ કેટલાક વિદ્વાનોનું મંતવ્ય છે. પરંતુ આ માન્યતા વિદ્વદ્વર્ગમાં (હજુ સુધી) સુસ્વીકૃત થઈ નથી.

# ભાસનો સમય

સામાન્ય રીતે અન્ય સંસ્કૃત કવિઓની બાબતમાં બને છે તેમ ભાસના પણ વાસ્તવિક જીવન –સમયાદિની બાબતમાં આપણે સર્વથા અજાણ છીએ. નાટકકારે ક્યાંય પણ પોતાનો ઉલ્લેખ કર્યો નથી. પરમતત્ત્વને મહત્ત્વ આપનાર આપણા મહાપુરુષો વ્યક્તિગત કીર્તિ કે ભૌતિક નામનાનો મોહ રાખતા ન હતા. ભાસ વિષે તેમના પરવર્તી લેખકોએ કરેલ ઉલ્લેખો તથા તેમની કૃતિઓના સૂક્ષ્મ અનુશીલન પરથી તેમના સમય વિષે ચોક્કસ કંઈ કહી શકાય તો એટલું કે તેઓ કાલિદાસ કરતાં પહેલાં થઈ ગયા. તેમજ ઈ.સ. ની૭મી સદી સુધીમાં તો તેઓ ખૂબ જ પ્રિય કવિ તરીકે લોકોમાં સ્થાન મેળવી શક્યા હતા. વિભિન્ન વિદ્વાનો જુદા જુદા પ્રશ્નો વિચારી ભાસનો સમય નિશ્ચિત કરવા પ્રયત્ન કરે છે. કોઈ વિદ્વાન તેમને ઈ પૂ. ૬ થી ૪ થી સદી દરમ્યાન થઈ ગયા, એમ માને છે, તો કોઈ વિદ્વાન તેમને ઈ. સ.ની ૧૦ મી સદીમાં પોતાની કાવ્યસુષમા દ્વારા પોતાની યશપતાકા ચતુર્દિક પ્રસરાવી એમ માને છે આમ, વિદ્વાનો ભાસને ૧૪૦૦ થી વધારે વર્ષ દરમ્યાન ગમે ત્યારે થઈ ગયેલા માને છે. અહીં વિવિધ વિદ્વાનોના મતને પ્રથમ સંક્ષેપમાં અવતરિત કરી પછી ભાસનો સમય નિશ્ચિત કરવા પ્રયાસ કરીશું.

ડૉ. બાર્નેટ ભાસને કેરલપ્રાંતીય કવિ તરીકે માની તથા મહેન્દ્ર વિક્રમવિરચિત મત્તવિલાસ પ્રહસનની ભાષા આદિ સાથે તેમનાં રૂપકોનું સામ્ય હોવાથી ભાસને સાતમી સદીના સિદ્ધ કરે છે.[1]

પરંતુ ભામહ, બાણ આદિ દ્વારા પરિચિત હોવાથી ભાસ ૭ મી સદી કરતાં પણ પ્રાચીન છે. નાગસિંહ દેવમાં સાતમી શતાબ્દીમાં

---

1 *Barnett : Bulletin of School of Oriental Studies-iii, P. 35*

રાજ્ય કરતો હતો એ સત્ય હોય તો પણ ભાસના ભરતવાક્યમાં આવતો રાજસિંહ શબ્દ વ્યક્તિવાચક નામ ન હોય એમ વધુ લાગે છે.

ડૉ. સ્ટેન કોનો મુજબ ભાસ ક્ષત્રપ રાજા રુદ્રસિંહના શાસનકાળ દરમ્યાન થયા. અર્થાત્ ઈ. સ. ૨૦૦ની આસપાસ ભાસ થયા. પણ આ મત હવે સ્વીકૃત નથી [૨]

ડૉ. એ. પી. બેનર્જી શાસ્ત્રી ભાસને ઈ. સ.ની ૨ જી સદી પછી અને ત્રીજી સદી પહેલાં માને છે.[૩] વિવિધ અંતઃસાક્ષ્યો દ્વારા તેમણે પોતાનો મત પ્રતિપાદિત કર્યો છે. ભાસ વાત્સ્યાયનથી પરિચિત નથી; કારણ કે તેમણે વાત્સ્યાયનનો ઉલ્લેખ કર્યો નથી. વાત્સાયનનો સમય તેઓ તૃતીય શતાબ્દીનો ઉત્તરાર્ધ માને છે. તેથી ભાસ એથી કંઈક પૂર્વવર્તી રહ્યા હશે.

ભાસ ભરતપૂર્વ નહીં તો સમકાલીન તો જરૂર હતા. ભરતનો સમય બીજી સદી પછી અને ત્રીજી સદી પહેલાંનો છે તેથી ભાસ ત્રીજી સદીના મધ્ય પછી થયા ન હોવા જોઈએ એમ ડૉ. બેનર્જી શાસ્ત્રી માને છે. કૌટિલ્ય (ઈ. પૂ. ૩૦૦) ને તેઓ ભાસના પૂર્વવર્તી માને છે. મનુનો સમય તેઓ ઈસવી સનની ૨ જી સદી માની ભાસને બીજી સદી પછીના જ સ્વીકારે છે.

પરંતુ ડૉ. બેનર્જી શાસ્ત્રીના આ સર્વ તર્કોમાં બહુ તથ્ય જણાતું નથી. કાલિદાસને ઈ. પૂ. પ્રથમ સદીમાં માનવું વધુ ઉચિત છે. તેથી ભાસ તેમનાથી ઊર્ધ્વતર કાળમાં જ થયા હોવા જોઈએ. કેટલાક અપાણિનીય પ્રયોગો પણ ભાસને પ્રાચીન જ સિદ્ધ કરે છે. આમ ડૉ. બેનર્જી શાસ્ત્રીના મતમાં બહુ યુક્તિસંગતતા જણાતી નથી.

૨ **Konow**, Indian Drama, **P. 51**

૩ The Journal fo The Bihar & Uddisa Research society, Part I, Sec, March **1923**. **P. 49-113**

પ્રાકૃત ભાષાની આલોચનાના આધાર પર ડૉ. લેસ્ની, સુકથનકર, પ્રિન્ટ્ઝ આદી વિદ્વાનો તેને અર્વાચીન માને છે. તેમના મતે કાલિદાસનો સમય ઈસવીસનની પાંચમી શતાબ્દી છે. અને ભાસને આ બન્નેના મધ્યકાળમાં માની તેમનો સમય ઈ.સ ની ત્રીજી સદી સ્વીકારે છે; પરંતુ આ મત વિદ્વાનોમાં વિશેષ સ્વીકાર્ય નથી.

ઈ સ પૂ. ૨૨૦ થી ૧૯૭ સુધી શાસન કરનાર રાજા શૂદ્રકના મૃચ્છકટિક પર દરિદ્રચારુદત્તનો સ્પષ્ટ પ્રભાવ લક્ષિત થાય છે આ પરથી ડૉ વિન્સેન્ટ એ સ્મિથ દરિદ્રચારુદત્તનો રચનાકાળ ઈ. પૂર્વેની પાંચમી કે ચોથી શતાબ્દી હશે એમ માને છે અર્થાત્ તેમના મતે ભાસનો સમય ઈ. પૂ. પાંચમી કે ચોથી શતાબ્દી છે. આ મતને ઘણા વિદ્વાનોનો ટેકો છે

મહામહોપાધ્યાય ગણપતિ શાસ્ત્રી, શ્રી હરપ્રસાદ શાસ્ત્રી દીક્ષિતાર આદિ પંડિતો અનુસાર ભાસ પાણિનિ તથા કૌટિલ્યથી પ્રાચીન છે તેથી તેમનો સમય ઈસુ પહેલાં ૪ કે ૫ શતાબ્દી હશે એમ તેઓ પણ અનુમાન કરે છે

પણ ડૉ એ બી કીથ ભાસને ઈસુની બીજી કે ત્રીજી શતાબ્દીમાં થયેલા માને છે. તેમના મતે ભાસના સમયની ઉત્તરમર્યાદા ઈ સ ૩૫૦ હોઈ શકે; કારણ કે કાલિદાસે તેમનો સ્પષ્ટ રીતે પ્રથિતયશાઃ તરીકે ઉલ્લેખ કર્યો છે. જો કે તેઓ કહે છે

"It is difficult to arrive at any precise determination of Bhasa's date. That Kalidasa knew his fame as firmly established is clear, and if we may fairly safely date Kalidasa about A. D. 400, this gives us a period of not later than A. D. 350 for Bhasa."

ડૉ. કીથ મુજબ ભાસ અશ્વઘોષના અનુગામી છે એ નિર્વિવાદ છે. કારણકે પ્રતિજ્ઞાયૌગન્ધરાયણના એક શ્લોક—

काष्ठादग्निर्जायते मथ्यमानाद्
भूमिस्तोयं खन्यमानो ददाति ।
सोत्साहाना नास्त्यसाध्यं नराणां
मार्गारब्धाः सर्वयत्नाः फलन्ति ॥
प्रतिज्ञा. (१–१८) પર બુદ્ધચરિતના
काष्ठं हि मथ्नन् लभते हुताशं
भूमिखनन् विदन्ति चापि तोयम् ॥

આ શ્લોકની સ્પષ્ટ છાયા છે. વળી, ડૉ. કીથ મુજબ અશ્વઘોષનું પ્રાકૃત ખાત્રીપૂર્વક અને નિર્વિવાદપણે વધુ પ્રાચીન પ્રકારનું છે. આમ, ડૉ. કીથ ભાસને ઈ. સ. ના ૩ જા સૈકાની આસપાસ મૂકે છે.

વિદ્વાનોના આ સર્વ મતો તેમજ કેટલીક આંતરિક બાબતોને આધારે ભાસનો સમય નિશ્ચિત કરવા પ્રયત્ન કરીશું.

ભાસનાટકચક્રનો મૂળસ્રોત રામાયણ–મહાભારત અને જાતકકથાઓ છે. ઉદયન, પ્રદ્યોત અને દર્શકાદિ ઐતિહાસિક વ્યક્તિઓનો સમય ઈ. પૂ. ૬ ઠ્ઠી સદીનો છે. અને તેઓ નંદ અને મૌર્યવંશના સમકાલીન છે. વળી રામાયણ–મહાભારત પણ ઈ. પૂ. ની ૬ ઠ્ઠી સદી પહેલાં જ્ઞાત થઈ ગયાં હતાં. જાતકકથાઓ પણ પ્રાચીન જ છે. આમ, ઈ પૂ ની ૬ ઠ્ઠી સદી એ ભાસના સમયની પૂર્વમર્યાદા ગણી શકાય.

મહાકવિએ જે નાગવન, વેણુવન, રાજગૃહ, પાટલિપુત્રોનો ઉલ્લેખ કર્યો છે, તેમણે બુદ્ધના સમયમાં જ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી હશે પ્રતિબિંબિત ધાર્મિક પરિસ્થિતિ, બ્રાહ્મણધર્મ પ્રતિ પક્ષપાત, કૃષ્ણનો વિષ્ણુના અવતાર તરીકે ઉલ્લેખ, અને નગ્ન શ્રમણક આદિ પંથોના ઉલ્લેખ પરથી ભાસને બુદ્ધના પરવર્તી માનવા વધુ યોગ્ય થશે. આ પરથી, ભાસ બુદ્ધ-પૂર્વ-સ્થિત હતા, એવી ટી. ગણપતિ શાસ્ત્રીની માન્યતામાં બહુ સંગતતા જણાતી નથી.

'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' તથા 'અવિમારક'માં કાશી રાજ્યનો ઉલ્લેખ છે. આ રાજ્ય ઈ. પૂ. ૫ માં સૈકામાં અસ્ત પામ્યું હતું. વળી મગધ દેશની રાજધાનીરૂપે રાજગૃહનો અને પાટલીપુત્રનો સામાન્ય નગરરૂપે ઉલ્લેખ પણ ભાસની પ્રાચીનતા જ સિદ્ધ કરે છે. ઉપરાંત, ભાસનાં નાટકોમાં દૃશ્યમાન કેટલાક સામાજિક રીતરીવાજો તથા પ્રથાઓ પણ ભાસને ઈ. પૂ. પાંચમી કે ચોથી સદીમાં જ સ્થાપિત કરે છે. મંદિર બંધ થાય છે ત્યારે રેતી નાખવાનો જે રિવાજ પ્રતિમા નાટકમાં જણાય છે તે આપસ્તંબમાં જ જણાય છે. આમ, કવિ આપસ્તંબ પછી બહુ સમયે નહીં થયા હોય.

પ્રતિમાનાટકમાં તાપસવેશે રાવણ પોતે અધીત શાસ્ત્રોની યાદી આપે છે. साङ्गोपाङ्गं वेदमधीये, मानवीयं धर्मशास्त्रं, माहेश्वरं योगशास्त्रं बार्हस्पत्यमर्थशास्त्रं, मेधातिथेर्न्यायशास्त्रं, प्राचेतसं श्राद्धकल्पं च । આમાં ઉલ્લિખિત શાસ્ત્રો તથા તેમના પ્રણેતાઓ ઈ. પૂર્વે ૬૦૦ કે તેથી પહેલાંના છે એ લગભગ નિશ્ચિત છે.

વળી, યજ્ઞયાગને અતિ મહત્ત્વ તથા બૌદ્ધ અને જૈન તરફ એક પ્રકારના ભિન્નત્વનો ભાવ, આદિ પણ બ્રાહ્મણધર્મ તેમજ બ્રાહ્મણો તરફ પક્ષપાત સૂચિત કરે છે. મધ્યમવ્યાયોગમાં બ્રાહ્મણ કેશવદાસના પુત્રને શ્રાદ્ધક્રિયા પોતે જ કરતો બતાવ્યો છે અને આવી શ્રાદ્ધવિધિની બલામણ બૌધાયને (ઈ. પૂ. ૭૦૦) કરી છે. આ ધાર્મિક વિધિઓની શરૂઆતના બહુ સમય પછી ભાસ નહીં થયા હોય.

ભાસનાટકોનાં ભરતવાક્યોમાં મળતા 'राजसिंहः प्रशास्तु नः' ઇત્યાદિ હિમાલયથી માંડી વિંધ્યપર્વતની મર્યાદામાં રહેલા રાજ્યવિસ્તારનો નિર્દેશ કરે છે. અને ડૉ. પુસાલ્કર નોંધે છે તેમ, આથી મૌર્ય કે મૌર્ય પૂર્વનું સામ્રાજ્ય સૂચિત થાય છે, સંભવતઃ राजसिंह એ ઉગ્રસેન મહાપદ્મ છે, જે ચંદ્રગુપ્ત મૌર્યનો પૂર્વજ છે.

ભાસે કેટલાક શબ્દોના આર્ષપ્રયોગો પણ કરેલા છે. **महाब्राह्मणः** નો અંત્યેષ્ટિ કરાવનાર બ્રાહ્મણ (Funeral Priest)ના અર્થમાં નહીં, પણ વાચ્યાર્થમાં જ એટલે કે, 'મોટા બ્રાહ્મણ' તરીકે પ્રયોગ કરેલો છે. 'आर्यपुत्र' એ ભાસને મન 'રાજપુત્ર' છે, શિષ્ટ સાહિત્યમાં આ શબ્દ દ્વારા પત્ની પતિને સંબોધિત કરે છે. 'यवनिका' નો અર્થ ભાસે 'ઘૂંઘટ' (**अवगुंठन**) કર્યો છે, 'પડદો' (Curtain) નહીં. વળી, પ્રાકૃત ભાષાનાં **अहनान**, **अह**, **आमः**, **खु**, **तुवं** **यज**, ઇત્યાદિ પ્રયોગો પણ નોંધનીય છે. પુરાતન છંદોવિષયક પુરાવાઓ પણ ભાસને પ્રાચીન જ સિદ્ધ કરે છે.

પાણિનિના કેટલાક નિયમોનું પાલન ભાસે નથી કર્યું, તે પણ ભાસનું પ્રાચીનત્વ જ સૂચિત કરે છે. સંભવ છે કે ભાસના સમયે અષ્ટાધ્યાયીનો વિશેષ પ્રચાર નહીં થયો હોય. ભરતમુનિના કેટલાક સિદ્ધાંતોનું ભાસે ઉલ્લંઘન કર્યું છે તે પરથી ભાસ ભરત કરતાં પ્રાચીન અથવા તેમના સમકાલીન હશે, એમ અનુમાન કરી શકાય છે.

આ સર્વ આંતરિક પુરાવાઓ પરથી ભાસનો સમય ઈસવીસન પૂર્વે પંચમ કે ચતુર્થ શતાબ્દી હશે, એ લગભગ નિશ્ચિત થઈ જાય છે.

ભાસના અનેક અનુગામીઓએ અનેકશઃ ભાસની પ્રશસ્તિ કરી છે. આ ઉક્તિઓ વિશેષતઃ ભાસના સમયની ઉત્તર મર્યાદા નક્કી કરવામાં સહાયભૂત થાય છે.

'કુન્દમાલા'ના લેખક દિઙ્ગનાગ દશરથનો 'प्रतिमागतः महाराजः' તરીકે ઉલ્લેખ કરે છે. ભાસપ્રણિત 'प्रतिमानाटक' સિવાય સંસ્કૃત સાહિત્યમાં બીજે ક્યાંય પ્રતિમાગૃહ ઉલ્લિખિત નથી. દિઙ્ગનાગે ભાસ પાસેથી જ સંભવતઃ આ વિચાર લીધો છે.

વામન (ઈ. સ. ૪૦૦) 'કાવ્યાલંકાર સૂત્રવૃત્તિ'માં વ્યાજોક્તિ અલંકારના ઉદાહરણ તરીકે એક શ્લોક આપે છે, જે નિમ્નદર્શિત છે.

शरच्चंद्रांशुगौरेण वाताविद्धेन भामिनि ।
काशपुष्पलवेनेदं, साश्रुपातं मुखं कृतम् ॥

'સ્વપ્નવાસદત્તમ્' (૪. ૮) માં પણ આ જ શ્લોક કંઈક ફેરફાર સાથે પ્રાપ્ત થાય છે. આ શ્લોક નીચે મુજબ છે :

शरच्छशांक गौरेण वाताविद्धेन भामिनि ।
काशपुष्पलवेनेदं साश्रुपातं मुखं मम ॥

વામને આપેલું અન્ય એક અવતરણ "यासां बलिर्भवति..." 'દરિદ્રચારુદત્ત' (૧. ૨) માં ઉપલબ્ધ થાય છે.

અશ્વઘોષે ભાસનો ઉલ્લેખ નથી કર્યો કે ન તેમના પર ભાસનો કોઈ પ્રભાવ દષ્ટિગોચર. છતાં 'બુદ્ધચરિત' ના એક શ્લોક પર 'પ્રતિજ્ઞા-યૌગન્ધરાયણ' ના એક શ્લોકનું ભાવસામ્ય પરિલક્ષિત થયા વિના નથી રહેતું. (જો કે ડૉ. કીથ આ જ પુરાવાને આધારે ભાસને અશ્વઘોષના અનુગામી સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે!)

'અર્થશાસ્ત્ર' માં કૌટિલ્યે યુદ્ધ-ક્ષેત્રમાં શૂરોના ઉત્સાહવર્ધન માટે જે શ્લોકો ઉદ્ધરિત કર્યા છે તેમાંનો એક પ્રતિજ્ઞા (૪, ૨)માં પ્રાપ્ત થાય છે જોકે કૌટિલ્યે જણાવ્યું નથી કે તેઓ ભાસના રૂપકમાંથી ઉદાહરણને અવતરિત કરી રહ્યા છે, પણ જો તેમણે એ અવતરણ કોઈ 'સ્મૃતિ'માંથી શોધ્યું હોત તો ઓછામાં ઓછું તેઓ 'इति स्मृतौ' એવું તો લખત જ. કૌટિલ્ય દ્વારા ઉદાહૃત શ્લોક નીચે મુજબ છે :

नवं शरावं सलिलैः सुपूर्णं,
सुसंस्कृतं दर्भकृतोत्तरीयम् ।
तत्तस्य मा भून्नरकं च गच्छेद्
यो भर्तृपिण्डस्य कृते न युध्येत् ॥

વળી શૂદ્રક વિરચિત 'મૃચ્છકટિક' પર 'દરિદ્રચારુદત્ત'નો સ્પષ્ટ પ્રભાવ તો વર્ણ્ય જ છે.

આ ઉપરાંત, અનેક કવીશ્વરોએ ભાસને અનેક રીતે બિરદાવ્યો છે મહાકવિ કાલિદાસે ભાસને પ્રથિતયશસ કહ્યા છે. 'માલવિકાગ્નિમિત્રમ્' ની પ્રસ્તાવનામાં કાલિદાસ કહે છે–

प्रथितयशसा भाससौमिल्लकविपुत्रादीना प्रबन्धानतिक्रम्य...

મહામનીષી બાણ ભાસની યશ પતાકાને તેમના નાટકોના ઉત્કર્ષને કારણે જ ફરકતી માને છે. 'હર્ષચરિત'માં તેઓ કહે છે:–

सूत्रधारकृतारम्भैर्नाटकैर्बहुभूमिकैः ।
सपताकैर्यशो लेभे भासो देवकुलैरिव ॥

ભાસનાં નાટકોની વિવેચનરૂપી અગ્નિમાં પરીક્ષા થતાં તેમાંથી "સ્વપ્નવાસવદત્ત' અક્ષત રહ્યું, એમ રાજશેખર પણ કહે છે–

भासनाटकचक्रेऽपि च्छेकैः क्षिप्ते परीक्षितुम् ।
स्वप्नवासवदत्तस्य दाहकोऽभून्न पावकः ॥

આચાર્ય દંડી ભાસને નાટકરૂપી શરીર વડે અમર માને છે–

परेतोऽप्यिस्थितो भासः शरीरैरपि नाटकैः ।

પ્રાકૃત મહાકવિ વાક્પતિરાજે પણ તેમના 'ગઉડવહો'માં ભાસનો ઉલ્લેખ કર્યો છેઃ

भासम्मि जलणमित्ते कन्तीदेवे अ जस्स रहुआरे

અંતે, ઈ. સ. ૧૨૮૦ની આસપાસ થયેલા આલંકારિક જયદેવ તેમના' 'પ્રસન્નરાઘવ'માં ભાસને કવિતા કામિનીના હાસ તરીકે ઓળખાવે છે–

भासो हासः, कविकुलगुरुः कालिदासो विलासः ।

આમ, આ સર્વ કારણોથી કહી શકાય કે ભાસ ઈ. પૂર્વે પંચમ કે ચતુર્થ શતકમાં થઈ ગયા હશે.

ડૉ. પુસાલકરે વિવિધ વિવેચકોના ભાસના સમય માટેના મતો નોંધ્યા છે તે નીચે મુજબ છેઃ

(૧) ભીડે, દીક્ષિતાર, ગણપતિ શાસ્ત્રી, હરપ્રસાદ શાસ્ત્રી કિગત અને તાટકે ઈ સ પૂર્વે ૬ઠ્ઠી સદી
(૨) જાગીરદાર ટનકર્ણી રોભાવણેકર ઈ સ પૂર્વે ૩ જી સદી
(૩) ચોધરી, ધ્રુવ અને જયસ્વાલ ઈ સ પૂર્વે ૨જી થી ૧લી સદી
(૪) કોનો, સરૂપ સૌની અને વેમર ઈ સ ની ૨જી સદી
(૫) બેનરજી શાસ્ત્રી, ભાન્ડારકર, યાકોબી, જોની અને કીથ ઈ સ ની ૩જી સદી
(૬) લેસ્ની અને વિન્ટરનિઝ ઈ સ ની ૪થી સદી
(૭) શંકર ઈ સ ની ૫ મી કે ૬ઠ્ઠી સદી
(૮) બાર્નેટ, દેવધર, હીરાનંદ શાસ્ત્રી, નેરુરકર, પિશરોતી અને સરસ્વતી ઈ સ ની ૭ મી સદી
(૯) કાણે અને ગંજા ઈ સ ની ૯ મી સદી
(૧૦) રામાવતાર શર્મા ઈ સ ની ૧૦ મી સદી
(૧૧) રેડ્ડી શાસ્ત્રી ઈ સ ની ૧૧ મી સદી

—A D Pusalkar Bhasa A study-61.

# ભાસકાલીન સમાજ

સાહિત્યની કૃતિ તેના રચયિતાના મન તથા વિચારોના દર્પણતુલ્ય છે. એવી રીતે તેના જમાનાના પ્રવાહોને સંઘરનાર પાત્ર પણ છે. સામાન્ય રીતે દરેક કૃતિમાં જે તે સમયના પ્રજાજીવન, રીતરિવાજ રાજકીય પ્રવાહો તથા સમાજનાં વ્યવહાર-વલણ યથાયોગ્ય ઝીલાય છે. અભ્યાસીઓએ સાવચેતીથી વિશ્લેષણ કરી આ માહિતી પ્રાપ્ત કરવાની રહે છે. જો કે આ કાર્યમા જે-તે કૃતિના વિષય-વસ્તુનો કાળ પણ ધ્યાનમાં લેવાવોજ જોઈએ. પ્રાચીન અને પૌરાણિક ગ્રંથસ્થ કરતાં સાહિત્યકારો કાળવ્યુત્ક્રમનો દોષ ઊભો તો ન જ કરે. પરંતુ ભારતમાં તો સામાન્ય રીતે મુખ્ય મુખ્ય સામાજિક પરિસ્થિતિએ પરિવર્તન અનુભવ્યું નથી આથી ભારતના પ્રાચીન ગ્રન્થોને તેમના જમાનાનું લગભગ વાસ્તવિક અને સ્પષ્ટ ચિત્ર રજૂ કરનાર પ્રતિનિધિ તરીકે ગણાવી શકાય. ભાસનાં નાટકો પરથી તત્કાલીન સમાજનું દર્શન પ્રાપ્ત કરતાં આ બાબત ખ્યાલમાં રાખીને આગળ વધવું જોઇએ.

**વર્ણવ્યવસ્થા**

વર્ણ અને આશ્રમની પદ્ધતિ પર ભારતીય સમાજ ઊભો છે. વ્યક્તિ તથા સમાજને ચાર વિભાગમાં વહેંચી નાખેલ છે. ચાર વર્ણની પ્રથા તે સમયે મોજૂદ હતી આમાં બ્રાહ્મણ વર્ણનું સ્થાન સર્વોચ્ચ હતું. બ્રાહ્મણો પ્રત્યે માન, આદર તથા પૂજ્ય ભાવથી વર્તવામાં આવતું. તેમના પર વિશ્વાસ રાખી તેમનાં વચનોમાં શ્રદ્ધા દર્શાવવામાં આવતી. તેઓ સત્યના પ્રવર્તક અને સંસ્થાપક મનાતા. ક્ષત્રિયાદિ અને ત્રણ વર્ણોના પ્રમાણમાં પણ બ્રાહ્મણોની મહત્તા હતી. આના કારણ તરીકે બ્રાહ્મણોની વિદ્યાવિશારદતા જ ગણાવી શકાય સર્વ વિદ્યાઓના વારિધિ બ્રાહ્મણો આજીવન પઠનપાઠનનું કાર્ય કરતા અને લોકોમાં જ્ઞાનસંચાર સહિત ધર્મપ્રસારનું કાર્ય પણ યજ્ઞયાગાદિ દ્વારા કરતા. આમ છતાંય

પોપટિયા જ્ઞાનવાળા અને અભણ બ્રાહ્મણો પણ જોવા મળતા. પરંતુ બ્રાહ્મણોનો સામાજિક મોભો એટલો ઊંચો માનવામાં આવતો કે આ બધું ક્ષમ્ય ગણાતું. બ્રાહ્મણને કોઈ પણ ગુનાની શિક્ષામાંથી મુક્તિ મળતી. શિરચ્છેદના દંડને પાત્ર અપરાધમાં પણ તેમને બહુ જ હળવી શિક્ષા થતી.

બ્રાહ્મણો પછી ક્ષત્રિયોનું સ્થાન આવતું. બ્રાહ્મણેતર વર્ણોમાં ક્ષત્રિય વર્ણ ભારે મોભાદાર અને વગદાર ગણાતો. આ વર્ણના લોકો પ્રજાને ક્ષતમાંથી બચાવતા. રક્ષણ કરવાના સામર્થ્ય ઉપર તેમની કીર્તિ અને પ્રતિષ્ઠાનો આધાર રહેતો. સન્મુખે લડતાં લડતાં રણમાં મરનાર ક્ષત્રિયને સ્વર્ગ મળે છે એમ મનાતું. પ્રજાપાલન સાથે યજ્ઞયાગાદિ કરાવી તેઓ જગતમાં ધર્મની ગંગા વહાવતા અને પોતાને માટે પુણ્યસંચય કરતા. દાન આપવાની તથા બ્રાહ્મણોને પ્રસન્ન રાખવાની બાબતમાં તેઓ ખૂબ ચીવટ રાખતા. વળી બ્રાહ્મણોનો વિરોધ કે દ્રોહ ક્યારેય ન થાય એ રીતે જ તેમનું વર્તન રહેતું.

વૈશ્યો વ્યાપાર કરતા. તેમનો વેપાર સ્વદેશમાં અને દેશાવરમાં પણ ચાલતો. આ વર્ણ વિશે ભાસનાં નાટકો સંતોષકારક માહિતી આપતાં નથી. વાટપાડુઓના તથા લૂંટારાઓના હુમલામાંથી બચવા લાંબો માર્ગ ગ્રહણ કરતા વેપારીઓની વણઝારનો ભાસે ઉલ્લેખ કર્યો છે. ખેતીનો પણ ઉલ્લેખ નથી. આ ધંધો પણ આ વર્ણને જ હસ્તક હશે. ગોવાળોનો જીવનનિર્વાહ ગાયોનાં ધણ ઉપર થતો. તેમના જીવનમાં ગાયો જ સર્વસ્વ હોવાથી તેઓ તેને પૂજતા અને તેના રક્ષણને માટે ઈશ્વરને પ્રાર્થતા.

કાર્યક્ષેત્રને લીધે સમાજમાં શૂદ્રનું સ્થાન ઊતરતું આવે છે ધાર્મિક બાબતોમાં તેમને અસ્પૃશ્ય માનેલા. વેદાદિનો અભ્યાસ તથા દેવયજનના કાર્યથી તેમને દૂર રાખવામાં આવતા. શૂદ્રો કરતાં પણ નિમ્ન કોટિના ચાંડાળો હતા. ચાતુર્વર્ણ્યની વ્યવસ્થામાં તેમને સ્થાન ન હતું. નગર

બહાર સ્મશાનભૂમિમાં યા તેનાથી પણ દૂર તેઓ વસતા. સમાજ તેમની સાથે કોઈ પણ નાતો રાખતો નહિ. તેમને જોવાથી જ દૂષિત થઈ જવાય છે એમ મનાતું. આ લોકો જીવનના મૃદુ ભાવો ઝીલવા અસમર્થ છે એમ પણ મનાતું.

### આશ્રમવ્યવસ્થા

સમાજમાં રહેતા માનવીનું જીવન વ્યવસ્થિત રીતે ચાલે અને પોતાની શક્તિઓ ખિલવવાની તક મેળવી તે આત્મવિકાસ સાધે એ દૃષ્ટિએ માનવજીવન ચાર વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે. આ પ્રત્યેક વિભાગ તે આશ્રમ. ઉપનયન વિધિ પછી બાળક ગુરુના આશ્રમમાં જતો અને ત્યાં અધ્યાપકોના માર્ગદર્શન હેઠળ અભ્યાસ કરતો. ગુરુ તેના અભ્યાસની પૂરી જવાબદારી ઉઠાવતા. તે જ તેના પિતા મનાતા અને અભ્યાસ પૂરો થતાં સુધી શિષ્યને પોતાને ત્યાં જ રાખતા. ગુરુજીના આશ્રમમાં શિષ્યે તેમના ગૃહકાર્યમાં મદદ કરવી પડતી. ઉપલી કક્ષામાં અભ્યાસ કરતા છાત્રોએ નીચેની કક્ષાના છાત્રોને અધ્યાપન કરાવવાની પ્રથા પ્રચલિત હશે જ. વિદ્યાદાન માટેનું શુલ્ક નિયત ન હોતાં છાત્રની શક્તિ મુજબ રહેતું. આ શુલ્ક અભ્યાસ પૂરો થયા પછીથી અપાતું.

સમગ્ર અભ્યાસકાળ દરમિયાન છાત્રે કડક નીતિનિયમો પાળવા પડતા. બ્રહ્મચર્યાશ્રમ શબ્દમાં જ વેદાભ્યાસ સાથે આત્મસંયમનો ભાવ સંતાયેલો પડ્યો છે. જીવનઘડતરના આ સુવર્ણકાળ દરમિયાન ભાગેડુ વૃત્તિવાળા કેટલાક છાત્રો હતા. જે અભ્યાસકાળ પૂરો થવાના સમયની આતુરતાથી રાહ જોતા. આ બાબત સમાજના વૈવિધ્ય અને સર્વકાલીન સત્યની દ્યોતક છે.

અભ્યાસના વિષયોમાં વેદનું પ્રાધાન્ય હતું. વેદ અને વેદાંગ સહિત અન્ય શાસ્ત્રોનો અભ્યાસ કરાવવામાં આવતો. ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર,

યોગશાસ્ત્ર, શ્રાદ્ધકલ્પ, રાજનીતિશાસ્ત્ર વગેરે વિદ્યાએ પણ ભણાતી આ સાથે એ વીરચરિત કાવ્યોનો અભ્યાસ પણ પ્રચલિત હતો હસ્તિ-વિદ્યા અને હયશાસ્ત્ર પણ જાણીતા હતા ખગોળવિદ્યા, જ્યોતિષશાસ્ત્ર તથા વૈદકવિદ્યાથી પણ ભાસનો જમાનો અજ્ઞાત ન હતો આમ અધ્યયનનુ ક્ષેત્ર બહુ વ્યાપક હતુ કેટલાક સ્થાનોમા ખાસ વિષયોના અધ્યાપનની જ વ્યવસ્થા હતી લાવણકમા વેદમહાવિદ્યાલય હોવાનો ઉલ્લેખ છે દેશના જુદા જુદા વિભાગોમાથી જ્ઞાન-પિપાસુઓ ત્યા આવતા અભ્યાસી પોતાના વર્ણ અને અભિરુચિ મુજબ અભ્યાસનો વિષય પસદ કરતા છતાય વેદના અધ્યાપનની બાબતમા છૂટ મૂકવામા આવતી નહિ

વિદ્યાવારિથી પવિત્ર અને પ્રફુલ્લ થઈ બહાર નીકળેલે વ્યક્તિ સસાર-ચક્રનો પ્રવર્તક બનવા સમાજમા પુનશ્ચ પ્રવેશતો અને અનુરૂપ જીવનસાથી સાથે જોડાઈ સસારપથ પર પગલા ભરતો ગૃહસ્થાશ્રમમા પતિપત્ની એકબીજાના પૂરક બનીને રહેતા પત્ની પતિને જ પોતાનુ સર્વસ્વ સમજતી અને તેને વફાદાર રહેવામા જ પોતાના જીવનની સાર્થકતા માનતી ગૃહસ્થાશ્રમમા રહેનાર પુરુષ પોતાના અર્થ તથા કામ પુરુષાર્થ સિદ્ધ કરવા પ્રવૃત્તિ આદરતો, પણ તેમ કરતા ધર્મ વિમુખ કદાપિ થતો નહિ અતિથિસત્કાર, દૈનદિન ધર્મકાર્ય તથા અન્ય ધર્મપ્રવણ પ્રવૃત્તિઓ તેના જીવનમા પ્રાણ પૂરતા

આ પ્રમાણે સામાજિક જવાબદારી પરિપૂર્ણ કર્યા પછી વ્યક્તિ વનપ્રવેશ કરતો જે દરમિયાન તે સસારને ત્યાગી વનમા રહેતો જો તે એક જ સ્થાને હોમ-હવન, તપ વગેરે કરી સ્થાયી જીવન ગાળવાનુ પસદ કરે તો તો તપસ્વી કહેવાતો સતત પરિભ્રમણ કરી ધર્મની મદાકિની વહાવનારાઓ પણ કેટલાક હતા નગરથી દૂર આવેલા તપોવનમાં શાંત, રમણીય અને તપોવર્ધક પ્રદેશમાં કુદરતને

ખોળે તેઓ વસતા, અને સાદું, સંયમી તથા નિર્ભય જીવન ગુજારતા. પુષ્પોથી લચેલાં વૃક્ષોવાળાં તથા નિર્ભય રીતે ફરતાં હરણાં-વાળાં તપોવનમાંથી ઊંચે ચડતો અભ્રસ્પર્શી ધૂમ્રગોટ તપોવનનું પણ વિશિષ્ટ લક્ષણ હતું અને આવાં તપોવનો ભારતીય સંસ્કૃતિનું પણ અગત્યનું ચિહ્ન હતાં. તપસ્વીઓ આવા સ્થાનમાં રહી દુન્યવી બાબતોને ગાળી નાખી જાણે કે ધાર્મિક નવા જીવનનું ઘડતર કરતા.

આમ દેહ તથા મન પર સંયમ દાખવતાં દાખવતાં તેઓ એવી કક્ષાએ પહોંચતા જ્યારે આ જગત સાથે સંબધિત કંઈ પણ વસ્તુ તેમાં લેશમાત્ર સ્પર્શતી નહિ. કાષાય વસ્ત્રો ધારણ કરી તેઓ સંન્યાસી બની જતા અને એ જ અવસ્થામાં જીવનના ચરમ ધ્યેયને સાર્થક કરતાં કરતાં જીવન સંકેલી લેતા.

આ પ્રત્યેક આશ્રમ પચીસ વર્ષના ગાળામાં વિસ્તરેલો હતો. આશ્રમપાલનમાં ખરેખર ચુસ્તતા હતી યા એક કે બીજી કક્ષાએ કંઈ શિથિલતા હતી એની માહિતી નથી પણ ત્રીજા ચોથા આશ્રમનું બંધન દઢ નહિ હોય એમ માનવું અયોગ્ય નથી.

### કુટુંબજીવન

આખો સમાજ કૌટુંબિક વ્યવસ્થામાં વહેંચાયેલો હતો. સંયુક્ત કુટુંબની પ્રથા ભારતની સામાજિક વ્યવસ્થામાં મૂળભૂત છે. પિતૃપ્રધાન કુટુંબમાં કન્યા સાસરે જતી જ્યાં તે વડીલોની આજ્ઞા મુજબ વર્તતી. તત્કાલીન લગ્નપ્રથામાં બ્રહ્મ, ક્ષાત્ર, ગાંધર્વ, રાક્ષસ અને આસુર પ્રકારનાં લગ્નો થતાં લગ્નો 'સામાન્ય રીતે' સ્વવર્ણમાં જ થતાં. છતાંય અનુલોમ લગ્નોનું અસ્તિત્વ નકારી શકાય તેમ નથી. પરન્તુ માતૃપક્ષ સાથેનાં સપિંડ લગ્નોનું સૂચન મળી રહે છે. વિવાહ નક્કી કરતા પહેલાં કન્યાપક્ષ વરપક્ષની પૂરી તપાસ કરતો. કન્યાનો પિતા તથા તેની માતા પરસ્પર અનુકૂળ થાય ત્યાં જ કન્યા આપવામાં આવતી. જ્યાં

જ ધોરણોમાં કુળને પ્રાધાન્ય અપાતુ પિતા એવો વર અને એવું ઘર પસદ કરતા કે જ્યાંથી તેની પુત્રી રડતી પાછી ન આવે અને પાછળથી પોતાને પસ્તાવાનો વારો ન આવે બહુજનસમાનમા બહુપત્નીત્વ પ્રચલિત હતુ, પરન્તુ તેની ઉત્કૃષ્ટતા તો રાજકુળોમા જ જોવા મળતી કેટલીકવાર રાજાઓ રાજકીય હેતુ માટે પણ લગ્ન કરતા

પરિણીત સ્ત્રીઓ વેશભૂષા અને સજાવટ કરતી વિરહિણીઓ કેશગુફન ન કરતાં એક વેણી રાખતી જ્યારે સયોગિનીઓ ત્રણ વેણી ધારણ કરતી સેથે સિદૂર પૂરવાનુ, મેદી મકવાનુ, દેહપ્રસાધન કરવાનુ તથા અજન લગાડવાનું અને કુડળ, હાર, નૂપુર વગેરે વિવિધ અલકારો ધારણ કરવાનુ પ્રચલિત હતુ સ્ત્રીઓ પોતાના પતિને સુખી કરવા બધુ જ કરી છૂટતી કેટલાક કિસ્સાઓમા તો પોતાને ભોગે તે પતિના પુનર્લગ્ન માટે પણ સમત થતી પતિની આજ્ઞામા રહેવા અને તેને અનુકૂળ થવા તે કેટલીકવાર પોતાના મનને મારતી અને ઇચ્છાઓને કચડતી વ્રતવિધાન, ઉપવાસ વગેરે કરી કુટુબ ઉપર ઇશ્વરની કૃપા રહે એ માટે પણ તે પ્રયત્ન કરતી મર્યાદા ખાતર સ્ત્રીઓ મસ્તક તથા મુખને ઢાકતી કન્યાઓને આવી મર્યાદા પાળવાની હતી નહિ આ મર્યાદાની પ્રથા ઉપરથી તે જમાનામા ઘૂમટાની પ્રથાનું અનુમાન તારવવાનુ સૂચન નથી મળતુ આ સાથે સતી થવા અગેની પ્રથા વિષે પણ કઈ સતોષકારક ઉલ્લેખ મળતો નથી આ પ્રથા ભાસના જમાનામા નહિ હોય એમ માની શકાય સ્ત્રીઓ સામાન્ય રીતે ગૃહકાર્યમાં જ રત રહેતી પરન્તુ કેટલીક વાર્તાચતુર, ચમરાક, મોજીલી અને સસ્કારી સ્ત્રીઓ સમૃદ્ધકુટુમોમા યા રાજકુળમાં રહીને ત્યાંની સ્ત્રીઓને ખુશ રાખતી અને તેમનુ મનોરજન કરતી રાજદરબારમાં દાસી તરીકે પણ ઊતરતા વર્ણની સ્ત્રીઓ સેવા કરતી

**પ્રજાજીવન : નગરજીવન**

લોકો નગરો તથા ગામડાંમાં વસતાં ભાસને ભારતના

ઉત્તર વિભાગના પ્રદેશની જાતમાહિતી લાગે છે જ્યારે દક્ષિણના પ્રદેશો વિશે તે પૌરાણિક માહિતી પર આધાર રાખે છે. ઉજ્જયિની, મથુરા જેવી નગરીઓનું તેમણે વર્ણન કર્યું છે. નગરો ઉત્તુંગ ભવનોથી શોભતાં અને અનેક પ્રવૃત્તિઓથી ધમધમતા વૈવિધ્યવર્ણ વસ્તીવાળાં આ સ્થાનોમાં દુકાનો, ન્યાયતંત્ર, અન્ય કચેરીઓ, આનંદનાં સ્થાન, વેશવાટ વગેરે આવેલાં હતાં. નગરના ચૌટામાં દિવસે માનવોની અવરજવર સાથે ઢોર પણ રસ્તા ઉપર મુક્ત રીતે રખડતાં. જ્યારે રાત્રે ત્યાં કામાસક્ત માનવીઓ વેશ્યાઓની શોધમાં ઘૂમતા ફરતા. રાત્રે પ્રવૃત્તિઓ શાંત થઈ જતી અને આખું નગર સોડ તાણીને સૂઈ જતું. કાળો અંધારપટ ઓઢીને સૂતેલા નગરને તેમાંથી ડોકિયું કરાવતી રાત્રિ-દીવાઓની વ્યવસ્થા ન હતી. રાત્રે બહાર નીકળનાર પોતાની પાસે દીવો રાખતો. રાતના પ્રારંભ અને અંતમાં સવિશેષ બહાર ન નીકળવા નગરજનોને સૂચના આપવામાં આવતી. ચોકિયાતો રાતે નગરમાં રોન ફરતા અને ચોરી ન થાય તેની તકેદારી રાખતા. પણ આ તંત્રની શિથિલતા એ તંત્ર જેટલી જ પ્રાચીન છે. ઘણી વાર ગુનેગારો પકડાઈ ગયા પછી તે લોકો તેની શોધ શરૂ કરતા.

**ગ્રામજીવન**

ગ્રામવાસીઓનું વિશદ નિરૂપણ કરવાનો ખાસ પ્રસંગ ભાસને સાંપડ્યો નથી. તેમણે નેસડામાં રહેતા ગોપાલકોનો સામાન્ય ઉલ્લેખ કરેલો છે. આ લોકોને શુદ્ધ ચિત્તના માનવામાં આવતા. તેમના જીવનમાં ગાયોનું મહત્ત્વપૂર્ણ સ્થાન હતું. ખાસ તહેવારોએ સ્ત્રી–પુરુષો ટોળે મળી હલ્લીસક જેવાં નૃત્યો કરતાં. વિદ્યાભ્યાસથી ગાઉ છેટે રહેનાર આ લોકો તર્કસંગત ન બની શકે એવા વહેમોમાં માનતા. જે ક્રમે ક્રમે નગરવાસીઓમાં પણ સંચરતા. તેમનું જીવન બહુ સાદું, ધાર્મિક તથા શાંત હતું. પ્રાર્થના તથા વ્રત કરી તેઓ ગાયોનાં ધનની તથા પોતાના કુટુંબની અનામયતા પ્રાર્થતા.

**વેશભૂષા**

લોકો ઉત્તરીય અને અધોવસ્ત્ર ધારણ કરતા. પૈસાપાત્ર નાગ-

રિકો પોતાનાં વસ્ત્રને સુગંધિત બનાવતા. તે સમયે દેશદેશની વસ્ત્રપરિધાનની રીત અલગ હતી. છતાંય લોકો મોટે ભાગે સૂતરનાં વસ્ત્ર પહેરતા. તવંગરોનાં ઘરમાં રેશમને સ્થાન હશે. પ્રસંગોપાત કેટલાંક પાઘડી પહેરતા. ઋષિમુનિઓ વલ્કલ ધારણ કરતા સ્ત્રીપુરુષો કડું, કુંડળ વગેરે જેવાં સુવર્ણનાં ઘરેણાં પહેરતાં. ઝાંઝર વગેરે કેટલાક અલંકાર સ્ત્રીઓ જ ધારણ કરતી.

## ખોરાક

ભાસનો જમાનો આમિષાહારીઓનો નહિ હોય એમ લાગે છે. જો કે આથી આ પ્રકારનાઓનો તદ્દન અભાવ હશે એમ પણ ન માની શકાય. છતાંય નિરામિષ આહાર ભારતમાં ભોજનનું ખાસ લક્ષણ તો છે જ. લાડુ, ભાત, દહીં, ઘી વગેરે વાનગીઓ તથા પદાર્થો પ્રચલિત હતા. ભોજનને સુગંધિત કરવા માટે જાતજાતના મસાલાઓ પણ વપરાતા

## વેપાર

એ સમયની વેપારની પદ્ધતિનો ખ્યાલ ખાસ મળતો નથી. ફૂલ ગૂંથનાર, ચિતારા, ધોળનારાઓ, ધોબીઓ, પાલિશવાળાઓ, સોનીઓ, ઓઇયાગો, સંગીનકારો, લુહારો વગેરેનો ઉલ્લેખ છે. આ સિવાય પણ અન્ય વ્યાપારો ચાલતા હશે જ, કારણ સમાજ આદાનપ્રદાન ઉપર જ નિર્ભર છે દેશાવર સાથે પણ વેપાર ચાલતો હશે કેટલાક લોકો પૈસા ધિરાણનો અને વ્યાજવટાનો ધંધો કરતા હશે. નાણાંકીય ચલણમાં સુવર્ણ અને માષ નો ઉલ્લેખ છે.

## વાહનવ્યવહાર

ઝડપી અને મોટાં વાહનોને અભાવે મુસાફરી વ્યાપક પ્રમાણમાં હતી નહિ ખાસ જરૂર સિવાય લોકો મુસાફરી કરતા નહિ રથ અને ગાડાં વાહન તરીકે વપરાતાં આ ઉપરાંત પ્રવહણ, પાલખીઓ તથા વહાણનો ઉપયોગ થતો. તવંગર લોકો હાથી, રાજા મહારાજાઓ ઘોડા

તથા હાથીનો ઉપયોગ કરતા. હાથીને તહેવારોના દિવસે ખાસ રીતે ઉપયોગમાં લેવાતો.

### મનોરંજન

સમાજને પ્રસન્ન કરનાર અને કેટલીકવાર એકત્રિત કરનાર મનોરંજન માટે રમતો અને ઉત્સવોનો ભાસે ઉલ્લેખ કર્યો છે. ઇન્દ્રમહ તથા ધનુર્મહ જેવા પ્રસંગોએ આખું નગર આનંદવિભોર બની ઊઠતું. મલ્લયુદ્ધ જેવી કેટલીક રમતો પણ યોજાતી જેમાં રાજા સહિત પ્રતિષ્ઠિત નાગરિકો હાજર રહેતાં. નિઃશસ્ત્ર માણસોની હાથી સાથેની લડાઈ પણ કેટલીકવાર રાજાની હાજરીમાં યોજાતી. નગરમાં નિવાસસ્થાનોમાં યા જાહેરમાં ગીત તથા સંગીત રેલાતું હતું અને નર્તકીઓના પાયલના ઝંકારથી નગર ગુંજી ઊઠતું. હલ્લીસક જેવાં ગ્રામ્ય નૃત્ય પણ પ્રચલિત હતાં. કામદેવ મહોત્સવ જેવા ઉત્સવો તો યુવક વર્ગ માટે જ હતા. આવા પ્રસંગોએ થનગનાટ અને તરવરાટ ખાસ જોવા મળતા સ્ત્રીઓ દડો ઉછાળવા જેવી રમત રમતી અને ઉદ્યાનમાં જલસિંચન પણ કરતી. તેઓ પોપટ જેવાં પંખીઓ પણ પાળતી અને એ રીતે આનંદ મેળવતી. મદારીઓ જાહેરમાં નાગને ડોલાવતા અને લોકો ટોળે વળી કુતૂહલતાથી તે નિહાળતા. મોર વગેરે પંખીઓનાં રમકડાં બનાવી બાળકોને રમવા અપાતાં હતાં.

### ધર્મ અને તત્ત્વજ્ઞાન

સમાજ અને ધર્મ ઘનિષ્ઠ રીતે સંકળાયેલાં છે. પ્રાચીન ભારતમાં તો ધર્મ સમાજનો પ્રાણ હતો. અને ધર્મને લીધે જ સમાજ ધબકતો તથા જીવતો. ભાસનાં નાટકો પરથી સમજાય છે કે તે સમયે બ્રાહ્મણધર્મ વ્યાપક હતો. વિષ્ણુભક્તિ ઉપરાંત વરાહ, વામન, નૃસિંહ, રામ અને કૃષ્ણાવતારોની ભક્તિ પ્રચલિત હતી. શૈવ ધર્મ અને શિવપૂજા પણ આ સાથે કદમ મીલાવીને ચાલતાં. ભાસે બે સંપ્રદાયો વચ્ચેની સાઠમારીનો ઉલ્લેખ કર્યો નથી એટલે આપણે આ બાબતમાં સમાજની

સહિષ્ણુતાની ભાવના સમજી શકીએ. શિવ સાથે કાત્યાયની, સ્કન્દ-કાર્તિકેય તથા બળરામના ભક્તો પણ હતા શિવને અર્ધનારીશ્વરના રૂપમા પૂજવાની રીત પણ જાણીતી હતી કુમારિકાઓ યક્ષિણીની પૂજા કાલાષ્ટમીને દિવસે કરતી એવી પણ માહિતી મળે છે

લોકો, મ દિરોમા જઈ ભક્તિભાવ પ્રગટ કરતા જુદા જુદા વાર-તહેવારે આ દિવસોમા લોકોની ભીડ જામતી મ દિરોમા પૂજારીઓ રહેતા જે મ દિરની દેખરેખ રાખતા, મૂર્તિઓનુ પૂજન કરતા તથા દર્શનાર્થીઓને માર્ગદર્શન આપતા ક્ષત્રિયોની પ્રતિમાઓવાળાં પ્રતિમાગૃહો મ દિરની જેમ જ તૈયાર કરવામા આવતા તેમા બ્રાહ્મણોને પ્રણામ કરવા દેવામાં આવતા નહિ મ દિરોનો લાભ બધા જ લેતા હતા.

પ્રાર્થના, ભક્તિ તથા પૂજન ઉપરાત ધર્મનુ અન્ય લક્ષણ યજ્ઞ છે યજ્ઞકર્મથી મળતુ પુણ્ય શાશ્વત ટકતુ લોકોમાં યજ્ઞો વિશે એટલી શ્રદ્ધા હતી કે યુદ્ધમાં લડવા જનારને યજ્ઞનુ પુણ્ય મળવાનુ કહ્યુ છે. અને આ રીતે રણયજ્ઞને ધર્મયજ્ઞની સમક્ષ મૂક્યો છે પિતૃઓ પ્રત્યે ઋણ અદા કરતા શ્રાદ્ધવિધિ શ્રદ્ધાપૂર્વક કરવામા આવતો હતો. આ ઉપરાંત મ ત્ર-ત ત્ર પણ પ્રચલિત હતા પૂજનકર્મ તથા યજ્ઞકર્મ માટે લોકો બ્રાહ્મણો પર આધાર રાખતા અને તેમને કાર્ય બદલ દક્ષિણા આપતા બ્રાહ્મણોને છૂટે હાથે ઉદાર દાન આપવાનો મહિમા પણ પ્રચલિત હતો આ રીતે આપેલ દાનથી મોટુ પુણ્ય મળવાની માન્યતા હતી

બ્રાહ્મણ ધર્મ સાથે જૈન તથા બૌદ્ધ ધર્મ વિશે સ્પષ્ટ માહિતી નથી પણ તે કાળે બૌદ્ધ ધર્મ સ્થિર નહિ થયો હોય બૌદ્ધ સાધુઓનો રોગી-ધૂતારા તરીકે ઉલ્લેખ છે જૈનોને વેદમાં શ્રદ્ધા નહિ રાખનાર નાસ્તિકો ગણવામાં આવતા તે જમાનામાં જૈનોનો માત્ર દિગ બર સ પ્રદાય જ અસ્તિત્વમા હતો એમ લાગે છે.

ભાસે તત્ત્વજ્ઞાનને લગતી માહિતી આપી નથી. કૃષ્ણને નારાયણ-સ્વરૂપે સર્વશ્રેષ્ઠ દેવ ગણવામાં આવતા હતા. આથી ડૉ. પુસાલકરનું અનુમાન છે કે પંચરાત્રની તત્ત્વજ્ઞાનની શાખા પ્રચલિત હશે. કૃષ્ણ સહિત બળરામને પૂજવામાં આવતા. આમ તત્ત્વજ્ઞાન ભક્તિથી સંવલિત હતું. ઉપનિષદોના ઉચ્ચ વિચારો અને સૂત્રકાળની ભક્તિ-પૂર્ણ ઉપાસનાનો સુમેળ સધાયો હતો. કર્મ, કર્મફળ તથા પુનર્જન્મની માન્યતા બહુ પ્રચલિત હતી. સંસાર અશાશ્વત પરિસ્થિતિથી ઉદ્વિગ્ન થનાર કેટલાક લોકો કાષાય ધારણ કરી સંસારથી દૂર જતા. સમાજ તેમના તરફ માનની લાગણીથી જોતો. આનો લાભ લઈને કેટલાક લે–ભાગુઓ પણ આજીવિકા મેળવવા જ ભગવા પહેરતા. જાસૂસો પણ પોતાની જાતને છુપાવવા આવો વેશ ધારણ કરતા. આ બાબત જ આવા ત્યાગીઓ પ્રત્યે સમાજના આદરનું પ્રતીક છે.

## રાજકીય

તત્કાલીન રાજ્યવ્યવસ્થામાં રાજા સર્વોપરિત હતો. તેનું સ્થાન પરંપરાગત હતું. રાજાએ જીવનમાં ભારે જવાબદારીઓનું વહન કરવું પડતું. ધર્મને સુસંગત રહી ધર્મનું આચરણ અને રક્ષણ કરતાં કરતાં તેણે રાજ્યનો ઉપભોગ કરવાનો હતો. રાજા રાજ્યને પ્રજાની સંપત્તિ સમજી તેના ટ્રસ્ટી તરીકે કાર્ય કરતો. આથી સર્વ કાર્યોમાં રાજ્યકાર્યને અગ્રતા અપાતી. રાજ્યકાર્યમાં યજ્ઞો કરવાનું કાર્ય પણ મહત્ત્વનું હતું. આનાથી રાજ્ય પર ઈશ્વરની કૃપા રહેતી. બ્રાહ્મણો પ્રસન્ન રહેતા અને રાજાને પ્રસિદ્ધિ મળતી. યજ્ઞ, સત્ય, દાન અને પરાક્રમના ગુણો રાજામાં આવશ્યક મનાતા હોવા છતાં પ્રથમ ત્રણના પ્રમાણમાં પરાક્રમનું મહત્ત્વ ઊતરતું હતું.

રાજાનાં વિવિધ કાર્યોમાં સલાહ આપવા માટે અનુભવી, જ્ઞાની અને પીઢ મંત્રીઓ હાજર રહેતા. આમાં સરસેનાપતિ, રાજપુરોહિત,

મુખ્યમંત્રી, રાજજ્યોતિષી વગેરેનો સમાવેશ થતો. આ બધાની સાથે મંત્રણા કર્યા પછી રાજા નિર્ણય લેતો નીતિના આ ઘડવૈયાઓ યુદ્ધ-ભૂમિમાં પણ રાજા સાથે જ રહેતા તેમના જીવનમાં સ્વામીનું હિત જ મોખરે રહેતું. યુદ્ધના સમયમાં તો સમગ્ર જવાબદારી મુખ્યમંત્રીના શિરે જ આવતી લોકોમાં જુસ્સો અને વિશ્વાસ ટકાવી રાખવાથી માંડી દુશ્મનને હગવવા સુધીની કામગીરી પાછળ તેનો જ પડછાયો રહેતો

રાજ્યવ્યવસ્થામાં પરદેશનીતિ મહત્ત્વનું અંગ છે આ નીતિ પણ મુખ્યમંત્રી જ રાજાની સૂચનાથી ઘડતો પોતાના પ્રતિનિધિઓ રાજા પરદેશમાં મોકલતો એ જમાનામાં સ્થાયી એલચીઓની પ્રથાનો ઉલ્લેખ નથી, પરંતુ એવા પ્રકારની કોઈ વ્યવસ્થા હશે ખરી રાજાઓ હંમેશાં દૂતો દ્વારા કામ લેતા દૂતોની સુરક્ષા હંમેશાં જળવાતી. પર-રાજાની ગોપનીય બાબતો જાણવા માટે જાસૂસીની જાળ બિછાવવાનું દરેક રાજા માટે અનિવાર્ય લેખાતું જુદા જુદા વેશમાં રહેલા જાસૂસો પરરાજ્યમાં ઊતરી પડતા અને પરપક્ષને એક યા અન્ય રીતે ફોડીને માહિતી મેળવી લાવતા. કુશળ જાસૂસોની જાળ બિછાવવામાં જે રાજા નિપુણ હોય તે પરદેશી રાજા જોડે સરસાઈ મેળવી શકે છે.

યુદ્ધ વેળાએ રાજ્યની ચતુરંગ સેનાને મેદાનમાં ઉતારવામાં આવતી પાયદળ, હયદળ, રથદળ અને હસ્તિદળ પોતપોતાની કામગીરી બજાવતાં, હાથીઓ તો રાજાના કવચ તરીકે ઓળખાતા. ખાસ કેળવાયેલા હાથીઓ અને કંબોજના ઘોડાઓ યુદ્ધમાં ઉત્તમ ગણાતા. યુદ્ધમાં હાથી, ઘોડા તથા સારથિને પણ યોગ્ય સ્થાને કવચ પહેરાવવામાં આવતું. આખી સેનાના વિભાગ પાડવામાં આવતા અને દરેક વિભાગના માણસોનાં નામનું પત્રક રાખવામાં આવતું મોરચા માટે પડાવ નાખ્યા પછી સૈનિકોની દરરોજ હાજરી લઈ ચકાસણી કરવામાં આવતી જેથી કોઈ ઘૂસણખોર હોય તો ઝડપાઈ જાય.

એ જમાનામાં રાજા મહત્ત્વાકાંક્ષી હતો. તે કેટલીકવાર પોતાના રાજ્યને વિસ્તારવા યુધ્ધે ચડતો. કેટલીકવાર કેટલાંક અન્ય કારણોસર પણ સમરાંગણ ખેલાતાં. યુદ્ધ થયા પછી જિતાયેલા દેશના રાજાને માંડલિક બનાવવામાં આવતો અને તે રાજા વિજયી રાજાના તાબામાં રહેતો તથા તેને ખંડણી પણ ભરતો.

યુદ્ધની સામગ્રીમાં આક્રમક અને સંરક્ષક શસ્ત્રોનો ઉપયોગ થતો. ઢાલ તથા કવચ સંરક્ષક સાધન તરીકે વપરાતાં. હથિયારોમાં શક્તિ, કુંત, ત્રાસી, શૂલ, હાટક, તોમર, વરાહકર્ણ, કર્પણ, મુસલ, મુદ્ગર, ગદા, ચક્ર, ત્રિશૂલ વગેરેનો ઉલ્લેખ છે. આ ઉપરાંત અનેક પ્રકારની તલવારો (દા. ત. ઋષ્ટિ, અસિ, ખડ્ગ વગેરે) તથા વિવિધ બાણો(ક્ષાર, નારાચ વગેરે)નો પણ ઉલ્લેખ મળે છે.

રાજા માટે યુદ્ધકાર્ય ઉત્તમોત્તમ જીવનકાર્ય ગણાતું હતું. યુદ્ધમાં લડનાર સૈનિકોને જે પુણ્ય મળે છે તે તપ તથા યજ્ઞોના ફળ જેટલું છે. પોતાના રાજા માટે તનમન દઈને નહિ લડનાર સૈનિકને માટે ફિટકાર વરસાવવામાં આવતો. જ્યારે રણવીર યોદ્ધાઓની યોગ્ય કદર પણ થતી. એમાં એક રીત યુદ્ધ પૂરું થયે સેનાપતિની સૂચના મુજબ શૂરવીરોનાં નામ રાજ્યના ખાસ ચોપડે નોંધવાની હતી.

### વાસ્તુશિલ્પ

નગરો તથા ગામડામાં વહેંચાયેલી વસતી આયોજનની દૃષ્ટિ માગી લે છે નગરોની યોજના પદ્ધતિસરની હતી. ઉત્તુંગ ભવનો, ઉદ્યાનો, સ્નાનાગારો, પાનગૃહો, કૃત્રિમ સરોવરો, દુકાનો, ચત્વરો, સરકારી દફતરો વગેરે યોગ્ય ક્રમ મુજબ બાંધવામાં આવતું. મલ્લયુદ્ધ વગેરે સ્પર્ધા માટે સ્ટેડિયમ પણ નગરની વચ્ચે હતું. વ્યાપારસ્થાનો શહેરોના મધ્યભાગમાં હતાં. ગણિકાઓના આવાસ પણ મધ્યભાગમાં હતા. જો કે તેમનો નિવાસ નગર બહાર હતો. નગરોમાં રસ્તાની યોગ્ય વ્યવસ્થા રાખવામાં આવી હતી પણ તે રસ્તાઓ પર રાત્રે પ્રકાશની સગવડ હતી નહિ.

તે વખતનાં મકાનોની રચના સામાન્ય રીતે ભૂમિતળની હતી. પણ તવંગર લોકોનાં ભવન, રાજમહેલ વગેરે સ્થાનો એક કરતાં પણ વધુ મજલાવાળાં હતાં. રાજભવનોની બાંધણી તો અનેક વ્યૂહાત્મક અને વ્યાપક દૃષ્ટિબિંદુઓ ધ્યાનમાં લઈને કરવામાં આવતી. મકાન વિવિધ ખંડોમાં વહેંચવામાં આવતું જેમાં સૌથી આગળનો ખંડ મહેમાનો માટે ઉપયોગમાં લેવાતો. અંદરના ખંડોમાં સ્ત્રીઓ માટે એક અલાયદો ખંડ રાખવામાં આવતો જેમાં અપરિચિત તથા શંકાસ્પદ ચાલચલગતના લોકો જઈ શકતા નહિ. ખંડોમાં હવા-ઉજાસ માટે બારીઓ તથા જાળિયાંની સગવડ રાખવામાં આવતી. ઘરની સાથે આંગણું, પડાળી, કૂવો, ટાંકું, તલાવડી વગેરે લગભગ ચોક્કસ રીતે સંકળાયેલ હતાં. નોકરોના નિવાસ મકાનથી સહેજ દૂર બાંધવામાં આવતા. મકાન બાંધવામાં ઈંટોનો ઉપયોગ થતો હશે. અવારનવાર મકાનોને ચૂનાથી ધોળવામાં આવતાં. ભારતમાં વાસ્તુકલાનો વિકાસ મંદિરો સાથે સંકળાયેલો છે. ભાસના જમાનાનાં મંદિરોની બાંધણી વિશે સ્પષ્ટ માહિતી મળતી નથી. શિવમંદિર તથા દક્ષિણના મંદિરનો ઉલ્લેખ છે. પ્રતિમા નાટક પરથી નગરને સીમાડે આવેલા પ્રતિમાગૃહનો ખ્યાલ આવે છે જેની ઊંચાઈ રાજમહેલ કરતાં પણ વધુ હોવાનું જણાવાયું છે.

શિલ્પકલા મંદિરો સાથે સંકળાયેલી હતી. દેવતાઓની પૂજા સાથે મૂર્તિકળાનો વિકાસ થયેલો. મંદિરોના અધિષ્ઠાતા દેવતાઓની મૂર્તિઓની સ્થાપના કરવાની જરૂરિયાતમાંથી તક્ષકોનો એક વર્ગ અસ્તિત્વમાં હોવો જોઈએ કે જે પોતાની કળાને વિકસાવે અને મૂર્તિમાં હૂબહૂપણું લાવી શકે. પ્રતિમાગૃહની મૂર્તિઓમાં ભાવ, ગતિ અને જીવંતપણું જોઈને ભરત તાજુબ થઈ ગયો હતો. મૂર્તિઓ પથ્થર યા અકીઆ પથ્થર (Granite)માંથી બનાવવામાં આવતી. ઉપરાંત પ્રાણીઓ વગેરેનું પણ શિલ્પકામ થતું. શિવાલયમાં નંદીની મૂર્તિ મકની જ પડે. પ્રદ્યોત મહાસેને

બનાવેલા કૃત્રિમ છતાંય તાદશ હાથનો પ્રતિઘા નાટકમાં ઉલ્લેખ છે. જડ પથ્થરમાંથી જીવંત મૂર્તિઓ કંડારવાની બાબત તે જમાનામાં શિલ્પકળાના ક્ષેત્રે થતી અદ્ભુત કામગીરી અને તે શાસ્ત્રના વિકાસની ઝાંખી કરાવે છે.

## લલિતકળાઓ

વાસ્તુશિલ્પ સાથે ચિત્રકળા સંકળાયેલી છે. મકાનોની ભીંતો ઉપર કેટલાક વિશિષ્ટ અને પ્રસિદ્ધ પ્રસંગોના યા અન્ય વિષયનાં ચિત્રો દોરવામાં આવતાં. આ સાથે જુદા ફલક પર પણ આ કળા આકાર લેતી હતી. ચિત્રકાર ચિત્રને લગતી સૂક્ષ્મ વિગતો પણ ધ્યાનમાં લેતો અને ચિત્રમાં ભાવ ઊપસી આવે તેવી રીતે પોતાની પીંછી ચલાવતો. સમૃદ્ધ કુટુંબોમાં આ કળા શોખ તરીકે અપનાવાતી યા નહિ એ કહેવું મુશ્કેલ છે. પણ વારાંગનાઓનાં ભવનમાં ચિત્રકળાને માટે અલાયદા ખંડની વ્યવસ્થાનો ઉલ્લેખ છે. તેમાં ચિત્રને લગતી તમામ સામગ્રી રાખવામાં આવતી.

આના કરતાં વધુ આકર્ષક અને વ્યાપક બને તેવી ગીત, નૃત્ય અને સંગીતની કળાઓ છે જેનો ભારતમાં ઘણા પ્રાચીન સમયથી પ્રસાર છે. દરેક વ્યક્તિ આ કળામાં રસ લેતી, ઊંચાં અને શ્રીના કૃપાપાત્ર કુટુંબોની કન્યાઓ તો આ કળામાં શિક્ષણસિદ્ધિ મેળવતી. કંઠ્ય અને વાદ્ય બંને પ્રકારનાં સંગીત પ્રચલિત હતાં અને તેનો શાસ્ત્રીય પદ્ધતિએ વિકાસ થયો હતો. વાદ્ય સંગીતમાં વીણાવાદન બહુ પ્રચલિત હશે. મોડી રાત સુધી સંગીતના જલસાઓ જામતા અને રસિયા નાગરિકો તેમાં હાજરી આપતા.

## પ્રકીર્ણ

સમાજનું નીતિનું ધોરણ પ્રમાણમાં ઊંચું હતું. લોકોનું જીવન સાદું અને સરળ હતું. લોકો વચનપાલક હતા તથા અસત્યનો સદં-

તર અને સદૈવ વિરોધ કરતા. મૈત્રી, વિશ્વાસ અને વફાદારી પ્રત્યે તેમને આદર હતો છતાંય એ સમાજમાં જુગાર, વેશ્યાવૃત્તિ, ચોરી અને ગુલામી જેવી પ્રથા પ્રચલિત હતી

જુગાર સમાજે સ્વીકારેલી અને માન્ય કરેલી રમત હતી તેને મ ટે ખાસ દ્યુતગૃહો હતા જુગારનુ દેવુ દૂધે ધોઈને શાહજોગ આપવુ પડતુ તે નહિ આપનાર જુગારી પર દ્યુતગૃહનો અધિષ્ઠાતા સભિક પૂરો અધિકાર ભોગવતો જુગારની જેમ પોતાની માયા અને કાયાથી નાગરિકોને પોતાની મોહિનીની કૂટજાળમાં ફસાવી વારાંગનાઓની સ સ્થા પણ સમાજમા માન્યતા પામેલી હતી જો કે બધી વારાગનાઓ એક સરખી ન હતી કેટલીક ગણિકાઓને કુલવધૂ થવાની ઝ ખના થતી તેઓ પોતાના ચારિત્ર્યમા વિશુદ્ધ રહેતી

સ પત્તિની અસમ વહેચણીથી ચોરી જેવા ગુનાને ઉત્ત ન મળે છે ભાસના સમયમા ચોરીનુ શાસ્ત્ર કળાની જેમ વિકસેલુ ચોર પોતાની પાસે ધ ધાને લગતી સામગ્રી રાખતો અને પરિસ્થિતિ મુજબ વર્તતો ચોરોને પણ ખાસ આચારસહિતા હતી તેઓ સ્ત્રીઓને તથા સદ્ગુણી અને સન્માન્ય વ્યક્તિઓ ઉપર પોતાની કળા અજમાવતા નહિ ચોરો ખાસ ધ ધાકીય કેળવણી પામતા તેમના પ્રાચીન ગુરુ તરીકે ખપ્પરનો ઉ લેખ છે સામાજિક અસમતાનુ બીજુ પરિણામ દાસ્ય છે માણસોને વેચવામાં આવતા અને પછીથી તેમના ઉપર ખરીદનારનુ જ સ પૂર્ણ આધિપત્ય રહેતુ જો કે માલિકને નાણા ચૂકવી અપાતા દાસને મુક્ત કરવામા આવતો તે આનુ સુભગ પાસુ છે

તે જમાનાના એકદરે સ તોષી જીવન જીવનારાઓને અકાળે જીવનનો અ ત લાવવાનો પ્રસ ગ સાંપડતો નહિ સામાન્ય રીતે લોકો આત્મઘાતનો અનાદર કરતા છતાંય રોગ યા વિશિષ્ટ અને ન છૂટકે ઊભા થયેલા સ જોગોમાં કેટલાક જીવન ટૂ કાવી નાખતા પારમાર્થિક

દૃષ્ટિએ જીવનને સંકેલી લેનારને છૂટ હતી. આ માટે અગ્નિપ્રવેશ યા જલપ્રવેશની પ્રથા પ્રચલિત હતી. પણ ક્ષુદ્ર હેતુ માટે જલસમાધિ લેવાની રીતને સમાજ તિરસ્કારતો. પાણી, મૃત્તિકા તથા અગ્નિને પરિશોધનનાં સાધન માનતાં.

એ સમાજમાં કેટલીક માન્યતાઓ તથા વહેમ પણ પ્રચલિત હતા. લોકો દિવ્યશક્તિમાં માનતા અને તે તેમના જીવનમાં અસરકારક હસ્તક્ષેપ કરી શકે છે એમ તેઓ માનતાં અને ગભરાતાં. દિવ્ય વાણીમાં તેઓ શ્રદ્ધાપૂર્વક વિશ્વાસ રાખતાં. મંત્રોની મદદથી બીજાને ઊંઘાડી શકાય તેમ જ બીજાં પણ કાર્ય કરી શકાય તેમ મનાતું. ઋષિઓ તથા સંતોની સલાહ માનવામાં આવતી અને તેમનો શાપ જીવનમાં ચોક્કસ અનિષ્ટ સર્જે છે એમ પણ મનાતું. કેટલાંક અદૃશ્ય તત્ત્વોની કરામતથી જીવનમાં આવી પડતું દુઃખ નિવારવા લોકો માદળિયાં વગેરે બાંધતા. બ્રાહ્મણો પાસે શાંતિકર્મ કરાવીને પણ આવાં તત્ત્વોની ઉપશાન્તિ કરવામાં આવતી યા તો દૂર કરવામાં આવતાં. ભાગ્ય અને જ્યોતિષમાં તે જમાનાના લોકોને અડગ શ્રદ્ધા હતી. દરેકના જીવનમાં નસીબ પોતાનો ભાગ ભજવે છે અને ચક્રના આરાની જેમ વારાફરતી ચાલ્યા જ કરે છે. શુકનઅપશુકન પણ રૂઢ થયેલાં જોવા મળે છે. સૂર્યાભિમુખ કાગડો શુષ્ક વૃક્ષ પર બેસી અવાજ કરે તેને અશુભ ચિહ્ન લેખવામાં આવતું છીંક તથા સ્વપ્નો પણ સારી યા માઠી અસર નીપજાવનારાં કહેવાતાં. અમુક નક્ષત્રો પણ અશુભ પરિણામ લાવે છે એવી દૃઢ માન્યતા હતી. આથી આવાં નક્ષત્ર ન હોય તેવે સમયે શુભ કાર્યો કરવામાં આવતાં. અમુક કાર્ય કરતી વખતે પોતાની નિષ્ઠા તથા તત્પરતા દર્શાવવા લોકો સોગંદ લેતા અને પ્રતિજ્ઞાઓ પણ કરતા. આવા સમયે પાણીનો અચૂક ઉપયોગ થતો.

આમ, ભાસનો જમાનો પ્રાચીન હોવા છતાં તે યોગ્ય રીતે પ્રગતિ કરતો હતો. ખાસ ધોરણો, માન્યતાઓ, નિયમ અને કાનૂન

મુજબ સમાજજીવન ઘડાયેલું હતું. લોકો પણ આમાં પૂરા ઈતબાર સહિત વર્તતા અને નક્કી કરેલા નીતિનિયમોનું ઉલ્લંઘન કરતા નહિ. પ્રજાજીવન એકંદરે સુખી હતું, વર્ણભેદ હોવા છતાં પરસ્પરના સંબંધો માયાળુ અને સંતોષકારક હતા. મિશ્રવર્ણની કોઈ પ્રથાના અસ્તિત્વનો ખ્યાલ ભાસના ગ્રંથો પરથી મળતો નથી. લોકો ધર્મપ્રિય અને ધર્મપરાયણ હતા. ધર્મની માન્યતામાં અત્યારના સુધારાવાદીઓને ભલે દૂષણ લાગતું હોય પણ ભારતમાં તો ધર્મે જ સમાજજીવનમાં સ્થિરતા, સુખ અને સ્વસ્થતા આણ્યાં હતાં તથા ટકાવી રાખ્યાં હતાં. એકંદરે ભાસકાલીન સમાજને ધર્મપ્રધાન, સ્થિર અને સુખી સમાજ કહી શકાય.

## મહાભારતનાં નાટકોનો પ્રશ્ન

ભાસે મહાભારતના કથાનકને આધારે છ નાટકોની રચના કરી છે. (૧) મધ્યમવ્યાયોગ, (૨) પંચરાત્ર, (૩) દૂતવાક્ય, (૪) દૂતઘટોત્કચ, (૫) કર્ણભાર, (૬) ઊરુભંગ. આમાં પંચરાત્ર સિવાય બધા એકાંકીઓ છે. તેમાં કેટલાંક નાયિકાશૂન્ય છે (દા. ત. દૂતઘટોત્કચ) તો કેટલાંક નટીશૂન્ય છે. (દા. ત. દૂતવાક્ય, કર્ણભાર.)

આ નાટકોના સ્વરૂપની ચર્ચા થઈ છે ત્યાં જુદા જુદા મતો દર્શાવાય છે. જેવાં કે કર્ણભારમાંથી ઘણો ભાગ અદશ્ય થઈ ગયો છે. દૂતવાક્ય એ કોઈ મોટા નાટકના એક અંક જેવું છે.[1] વળી ઉપર જે ક્રમે નાટકો ગોઠવ્યાં છે તે ક્રમે જોઈએ તો જાણે કે તેઓ એક રીતે મહાભારતના અખંડ કથાનકને રજૂ કરવાના હેતુથી લખાયાં હોય તેમ લાગે છે વળી ડૉ. સુકથંકર માને છે કે પાંચ એકાંકીઓ એકબીજા સાથે ગાઢ સંબંધથી જોડાયેલાં છે અને તેઓ મહાભારતના સંપૂર્ણ નાટકમાંથી છૂટા પડેલા એકાંકીઓ જેવાં છે.[2]

ડૉ. જી. કે. ભટ્ટ પોતાની મધ્યમવ્યાયોગ અને ઊરુભંગની અંગ્રેજી આવૃત્તિમાં આ મતનો અનેક દલીલો આપીને વિરોધ કરે છે.

---

1. જુઓ Dutavakya is "only a fragment one-act play taken from some longer Mahabharat drama."
Dr. Winternitz BRAI 5 P. 6

2. The five one-act Mahabharata pieces form a closely related, homogeneous group; they appear in fact to be single acts detached from a lengthy dramatised version of the complete Mahabharata saga......
Dr. Sukthankar Analecta 134

(૧) સંપૂર્ણ મહાભારતનું નાટક રચવાનો વિચાર જ હાસ્યાસ્પદ છે, અને પછી તેમ કરવાનું ધ્યેય ઘણું ઉચ્ચ ગણાય અને જો તે રચાય તો તે તખ્તાલાયક બની શકે નહિ જ્યારે ભાસના નાટકોની મોટી અને અગત્યની વિશેષતા તેની રંગમંચયોગ્યતામાં રહેલી છે આથી જો ભાસની નજર સમક્ષ રંગમંચયોગ્યતા એ મુખ્ય હોય તો ભાસ સંપૂર્ણ મહાભારતનું નાટક રચવાનો પ્રયત્ન ન કરે તે સમજી શકાય તેમ છે

(૨) રામાયણનું કથાનક મહાભારતની સરખામણીમાં નાનું હોવા છતાં ભાસે તેના પર બે જુદા નાટકોની રચના કરી છે તો પછી તેણે આટલા લાંબા કથાનકવાળા મહાભારતનું એક નાટક રચ્યું હશે એમ કેવી રીતે માની શકાય ?

(૩) જો મહાકાવ્યની કથાને નાટકમાં રજૂ કરવાની હોય તો લેખકે મૂળ કથાને મહદ્ અંશે વફાદાર રહેવું જોઈએ પણ ભાસની ઉપલબ્ધ રચનાઓ જોતાં જણાય છે કે લેખક મૂળને વફાદાર રહેવા કરતાં વધુ 'મૌલિક' બન્યા છે અને મૂળનાં પાત્રો, પ્રસંગો વગેરેમાં ઘણા જ ફેરફારો કર્યા છે પંચરાત્રનો અંત તો મહાભારતનું યુદ્ધ થયું નથી એવું સૂચવે છે દૂતવાક્ય જોતાં જણાય છે કે યુદ્ધ નિશ્ચિત થશે દૂતઘટોત્કચ અને ઊરુભંગ દર્શાવે છે કે યુદ્ધ થયું જ છે આ દર્શાવે છે કે આ દરેક નાટકો માટે લેખકે જુદું જુદું કથાનક લીધું હશે

(૪) મહાભારતના સળંગ નાટકનો વિચાર પણ ભાસ સમગ્ર કરી તેનું તેનાં નાટકો જોતાં કલ્પી શકાય તેમ નથી જો કોઈને આવું રચવું હોય તો તેનું આયોજન શરૂથી કરવું જોઈએ આથી શરૂના કથાનકને આવરતું નાટક પ્રથમ રચાયું હોય અને પાછળના કથાનકને દર્શાવતું પછી પણ ઉપલબ્ધ નાટકોની રચના જોતાં જણાય છે કે

-શરતું કથાનક દર્શાવતાં નાટકોમાં કેટલેક સ્થળે પછીનું કથાનક દર્શાવતાં નાટકો કરતાં લેખક વધુ સિદ્ધહસ્ત થયેલા જણાય છે. દા. ત., કર્ણભાર કરતાં પંચરાત્ર વધુ પ્રૌઢ શૈલીનું નાટક છે.

(૫) જો આ નાટકો એય મોટા નાટકના જુદા કરેલા અંકો હોય તો દરેક નાટકનો અંક સ્વતંત્ર ન હોવો જોઈએ. પરંતુ પછી આવનાર કોઈ કથાનકનું સૂચન કરીને અટકવો જોઈએ. પણ અહીં તો દરેક નાટક સ્વતંત્ર જણાય છે.

આવી ચર્ચા આપ્યા બાદ ડૉ. જી કે. ભટ્ટ સ્પષ્ટ સ્વીકારે છે કે આ મહાભારતનાં નાટકો સ્વયં સંપૂર્ણ હોવાથી કોઈ મોટા નાટકના છૂટા કરેલા અંકો નથી; પરંતુ મહાભારતના કથાનકને આધારે રચેલાં સ્વતંત્ર અને સંપૂર્ણ નાટકો છે. ૩

આમ સ્પષ્ટ જણાય છે કે ડૉ. સુકથનકરના મતને પ્રો. જી. કે. ભટ્ટ બિલકુલ સ્વીકારતા નથી. બીજી બાજુ એવો મત પણ પ્રદર્શિત થયો છે કે પાંચ એકાંકીઓને સંપૂર્ણપણે નાટક કહી શકાય તેમ નથી દૂતઘટોત્કચમાં ભરતવાક્ય નથી. વળી દૂતઘટોત્કચ કે દૂતવાક્ય અપૂર્ણ જણાય છે, તેમાં નિર્વહણ જેવું કાંઈ નથી. વળી મહાભારતમાંથી જુદાં જુદાં દશ્યો લઈને લેખકે અહીં નાટક રચવાનો પ્રયત્ન કર્યો છે. આમ આગળ નાન્દી અને પાછળ ભરતવાક્ય જોડવાથી નાટક બની શકે નહિ માટે આ પાંચ એકાંકીઓને સંપૂર્ણ નાટક માનવાં એ વધુ પડતું સાહસ કરવા જેવું છે.

---

૩. The existance of this one-act play which is complete in itself should furnish a strong analogical proof, apart from what has been already said, that Bhasa must have written the Mahabharat plays as independent one-act plays.

Dr. G. K. Bhat Madhyamavyayoga, Urubhang P. 36

આ પ્રશ્ન પર વધુ પરિશીલન કરતાં સ્પષ્ટ પ્રતીત થાય છે કે (૧) આ નાટકો કોઈ મહાભારત પગના સળંગ નાટકના અંકો છે કે (૨) સંપૂર્ણ નાટકો નથી એવા બને મતો ભ્રામક કલ્પનાઓ પર રચાયેલા છે

સહુ પ્રથમ તો स्थितस्य गतिः शोचनीया । એ ન્યાયે જોતાં દરેક નાટકો સ્વતંત્ર જ મળે છે. વળી આ ચર્ચા કરનાર સહુ કોઈ પંચરાત્રને સંપૂર્ણ અને સ્વતંત્ર નાટક ગણીને આ પ્રશ્નની મર્યાદાની બહાર ગણે છે જો પંચરાત્રને પણ બીજા એકાંકીઓ માફક કોઈ મહાભારતના એક નાટકનો ભાગ માને તો વિચિત્ર પરિસ્થિતિ સર્જાય કારણ તેનો અંત આવ્યા પછી દૂતવાકય, દૂતઘટોત્કચ, કર્ણભાર કે ઊરુભંગની કોઈ જરૂર જ રહેતી નથી આથી દલીલ ખાતર દલીલ કરવા માટે મહાભારતનાં ૭ નાટકોમાથી એકને દૂર કરી બાકીની ચર્ચા કરવા કેટલાક વિદ્વાનો તૈયાર થાય છે. આ તો અર્ધજરતીન્યાય કહેવાય કૂકડાના એક ભાગને કાપીને રાંધવા મૂકવો અને બાકીનો ભાગ ઈંડાં આપશે આ માનવું જેટલું વિચિત્ર છે* તેટલું જ ભાસના મહાભારતનાં નાટકોમાંથી અમુકને લઈને મત બાંધવો અને બીજાને ત્યજી દેવા એ અયોગ્ય અને અનુપાદેય છે

મધ્યમવ્યાયોગ, ઊરુભંગ કે કર્ણભાર એ સંપૂર્ણ નાટકો છે. અને તેમાં આરંભેલા કથાનકને નિર્વહણ સુધી સફળતાથી દોરી જવામાં આવ્યુ છે દૂતઘટોત્કચની બાબતમા અમારી આવૃત્તિના આરંભમાં દર્શાવ્યુ છે તેમ કથાનક સંપૂર્ણ છે દૂતવાકયમાં પણ શ્રીકૃષ્ણનો દૂત તરીકેનો ઉદ્દેશ્ય પૂરો થયો છે

ભરતવાકયની દૃષ્ટિએ વિચારીએ તો સ્પષ્ટ જણાય છે કે દૂતઘટોત્કચને બાદ કરતાં દરેકમા ભરતવાકય મળી આવે છે જે મુજબ તે તે સંપૂર્ણ નાટકો છે એમ કહેવાય ત્યારે દૂતઘટોત્કચનો છેલ્લો શ્લોક ભરત-

*नहि कुक्कुट्या एकदेशो भोग्याय पच्यते, अन्यो वा प्रसवाय कल्प्यते।

વાક્ય જ છે. તેની પહેલી બે પંક્તિમાં ભરતવાક્યને યોગ્ય જ વિચારો છે. કોઈ કહે પહેલી બે પંક્તિમાં ભરતવાક્ય હોઈ શકે ? ઉત્તર એ જ છે કે શાકુન્તલનું ભરતવાક્ય જુઓ. તેમાં કાલિદાસે પહેલી બે પંક્તિમાં ભરતવાક્ય આપ્યું છે. જ્યારે છેલ્લી બે પંક્તિમાં પોતાને માટે મોક્ષ માગ્યો છે. આમ ભરતવાક્યની રજૂઆત આ સ્વયં સંપૂર્ણ નાટકો છે તે વાતની ખાતરી આપે છે.

સ્વતંત્ર રીતે મળી આવતાં નાટકને રૂપકના પ્રકારોની દૃષ્ટિએ જોઈએ તોપણ સ્પષ્ટ જણાય છે કે તે સ્વતંત્ર નાટકો છે. પંચરાત્રમાં સમવકારના, કર્ણભાર, દૂતઘટોત્કચ અને ઊરુભંગમાં અંક કેઉત્સ્ષ્ટિકાંકના અને દૂતવાક્યમા વીથીનાં લક્ષણો મળી આવે છે. જો આ નાટકો કોઈ સળંગ નાટકના છૂટા કરેલા અંકો હોય તો તેમાં જુદા જુદા રૂપકના પ્રકારો કેવી રીતે ઘટી શકે ?

આ ઉપરથી સાબિત થાય છે કે મહાભારતની કથા પર આધારિત ભાસનાં નાટકો કોઈ મોટા નાટકના અંકો નથી; પરંતુ સ્વતંત્ર રૂપકો જ છે.

# મધ્યમવ્યાયોગ

## કથાનકનું વિવેચન

મહાભારતની કથાનાં પાત્રો લઈને ભાસે રચેલાં મધ્યમ-વ્યાયોગને સ્થાપના, પ્રથમ દૃશ્ય, દ્વિતીય દૃશ્ય અને તૃતીય દૃશ્ય, એવા વિભાગોમાં વહેંચી શકાય.

**સ્થાપના**

સ્થાપના અથવા પ્રસ્તાવના ભાસનાં અન્ય નાટકોની માફક અહીં પણ નાની છે. નાન્દી બાદ સૂત્રધારપ્રવેશ કરે છે અને આશીર્વાદાત્મક મંગલ શ્લોક આપે છે. તેમાં ભગવાન હરિના બલિબંધન વખતે આકાશમાં પ્રસારેલા પગની સ્તુતિ કરે છે. આ ચરણ અસુરોની અંગનાઓનાં હૃદયને દુઃખ આપનારો છે, નીલકમળ કે ખડ્ગ જેવો નીલો છે અને આકાશરૂપી સાગરના વૈદૂર્યસેતુ જેવો છે. કવિની કમનીય કલ્પનાનેત્રોએ વિષ્ણુના ચરણને આકાશમાં પ્રસરેલો જોયો અને વૈદૂર્યમણિનો સેતુ નિહાળ્યો. કવિની પ્રતિભાનો અદ્ભુત ચમકારો અહીં પ્રાપ્ત થાય છે.

શ્લોક પૂરો થયા પછી ભાસનાં અન્ય નાટકોમાં છે તેમ અહીં પણ પડદા પાછળ અવાજ થતો વર્ણવ્યો છે. અને સૂત્રધાર જણાવે છે કે મોઃ શબ્દનો ઉચ્ચાર હોવાથી કોઈ બ્રાહ્મણ હશે. પૂરી તપાસ પછી તે જાહેર કરે છે કે પાંડવોમાં મધ્યમ એવા ભીમથી હિડિમ્બારૂપી અરણિમાં ઉદ્ભવેલો ઘટોત્કચરૂપી અગ્નિ બ્રાહ્મણોને સતાવે છે. આ વૃદ્ધ બ્રાહ્મણ રાક્ષસ વડે પાછળ પડાતાં, પોતાનાં પુત્રો અને પત્ની સાથે ત્રાસ પામે છે.

ભાસનાં ઘણાં નાટકોની સ્થાપનાને મળતી આવતી આ સ્થાપનામાં કોઈ ખાસ નોંધપાત્ર વિશેષતા નથી. તેણે અહીં નાટકના આરંભ પહેલાં આવશ્યક એવી થોડી માહિતી પૂરી પાડી છે કે કોઈ બ્રાહ્મણ-કુટુંબની પાછળ ભીમ અને હિડિમ્બાનો પુત્ર પડ્યો છે

**પ્રથમ-દશ્ય**

પત્ની અને ત્રણે પુત્રોવાળો બ્રાહ્મણ, અને તેની પાછળ પડેલો ઘટોત્કચ જણાય છે. શરૂમાં બ્રાહ્મણ, તેના પુત્રો અને પત્ની ઘટોત્કચના બિહામણા સ્વરૂપ અને અયોગ્ય કૃત્યની ચર્ચા કરે છે. તેમાં ઘટોત્કચને સૂર્યના કિરણ જેવા વિખરાયેલા વાળવાળો, ચઢાવેલી ભ્રમરવાળો, પીળી અને લાંબી આંખોવાળો, માંસલ અને વિશાળ વક્ષઃસ્થળવાળો, પીળાં વસ્ત્રવાળો, મોટા દાંતવાળો, હળ જેવા નાકવાળો અને વાદળ જેવા વર્ણવાળો વર્ણવ્યો છે. યુગાન્તે ભગવાન શિવની ભયંકર મૂર્તિ જેવો કે ત્રણ નગરનો નાશ કરનાર શંકર જેવો, પર્વતો માટે વજ્ર જેવો, પક્ષીઓ માટે બાજ જેવો, પ્રાણીઓ માટે સિંહ જેવો અને સાક્ષાત્ મૃત્યુ જેવો એમ અનેક રીતે ઘટોત્કચને વર્ણવવામાં આવ્યો છે.

ઘટોત્કચ આ કુટુંબને પોતાના ભયથી ભાગી જવાની ના કહે છે, અને વૃદ્ધ બ્રાહ્મણને આશ્વાસન મળે છે. એ પોતાના પુત્રોને જણાવે છે કે આની વાણી વિચારપૂર્ણ છે. ઘટોત્કચ જાહેર કરે છે કે બ્રાહ્મણો પૃથ્વીમાં પૂજ્યતમ છે છતાં પણ માતાની આજ્ઞાથી કોઈ પણ શંકા રાખ્યા વિના તેને આ અયોગ્ય કામ કરવુ પડે છે. વૃદ્ધને આ વનમાં દાખલ થતાં પહેલાં કોઈ જલકિલન્ન મુનિએ આપેલી ચેતવણી સાચી પડતી દેખાય છે. બ્રાહ્મણી આ રાક્ષસના પંજામાંથી છૂટવા માટે બૂમો પાડવાનું સૂચન કરે છે. પણ પહેલો પુત્ર જણાવે કે અહીં વનમાં મનસ્વીઓ રહે, બીજું કોઈ નહિ અને મનસ્વી શબ્દ સાંભળીને પાંડવો અહીં રહેતા હશે તેઓને બોલાવીએ એવી તેમને આશા થાય છે. પરંતુ પાંડવો ધૌમ્યના આશ્રમમાં ગયા છે આ માહિતી તેઓની બચવાની

આશામાં મૂલેકુઠારાઘાત જેવી આવી પડે છે. પણ ડૂબતાને સહારો મળે તેમ પ્રથમ પુત્ર કહે છે કે આશ્રમનું રક્ષણ કરવા માટે મધ્યમ પાંડવ એટલે ભીમને મૂકી ગયા છે. આથી તેઓની જીવનાશા પુનઃ નવપલ્લવિત થાય છે. પણ ફરી જાણે છે કે ભીમ કસરત કરવા માટે આશ્રમથી દૂર નીકળી ગયો છે ત્યારે ફરી જીવનાશા નિરાશામાં પરિણમે છે. આ સ્થળે ભાસે સંવાદની લહેરોમાં જીવન અને મરણ વચ્ચે ઝોલાં ખાતા બ્રાહ્મણ–કુટુંબનું તાદૃશ દર્શન કરાવ્યું છે.

હવે બ્રાહ્મણ ઘટોત્કચને પોતાના છૂટકારા માટે પૂછે છે અને ઘટોત્કચ શરત રજૂ કરે છે કે તેની માતાએ ઉપવાસના પારણા માટે વનમાંથી એક માણસ લાવવાની આજ્ઞા કરી છે. જો બાકીના બધાએ બચવું હોય તો એક પુત્ર ઘટોત્કચને સોંપી દેવો. આ શરત સાંભળતાં બ્રાહ્મણનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠે છે. તે ચારિત્ર્યશીલ પુત્રને રાક્ષસને સોંપવાની ઘસીને ના પાડે છે ત્યારે ઘટોત્કચ સંપૂર્ણ કુટુંબના વિનાશની ધમકી આપે છે ત્યારે તે વૃદ્ધ બ્રાહ્મણ પોતાનું બલિદાન આપવા તૈયાર થાય છે. પણ તે ઘરડો હોવાથી ના જોઈએ એમ ઘટોત્કચ જાહેર કરે છે. બ્રાહ્મણી પતિવ્રતા બનીને આત્મભોગ આપવા તૈયાર થાય છે; પરંતુ ઘટોત્કચની માતાને સ્ત્રી ખપતી નથી. હવે આ નાટકનો અત્યંત રસમય અને રસપ્રદ પ્રસંગ શરૂ થાય છે જેમાં કેટલાક મનોજ્ઞ અને ભવ્ય જીવનમૂલ્યોની અભિવ્યક્તિ થયેલી છે.

પ્રથમ પુત્ર કુળના રક્ષણ માટે સ્વપ્રાણની આહુતિ આપવા તૈયાર થાય છે. તરત દ્વિતીય પુત્ર જણાવે છે કે મોટો પુત્ર જગતમાં અને કુળમાં શ્રેષ્ઠ ગણાય છે. વળી માતા–પિતાને એ પ્રિય હોય છે. આથી વડીલો તરફની મારી ફરજનું અનુસ્મરણ કરતો હું જ જઈશ.[1] તૃતીય પુત્ર તરત પોતાની જાતને આગળ કરે છે અને કહે છે કે

---

૧. વંદ્યઃ શ્રેષ્ઠઃ કુલે લોકે પિતૃણાં ચ સુસંમતઃ ।
ततोऽहमेव यास्यामि गुरुवृत्तिमनुस्मरन् ॥ १७ ॥

બ્રહ્મવાદીઓ કહે છે કે મોટો ભાઈ પિતા સમાન ગણાય છે માટે વડીલોના પ્રાણોનું રક્ષણ કરવા માટે હું જઈશ.[2] પિતા આપત્તિમાં આવે ત્યારે મોટો દીકરો તેને બચાવે[3] એવી દલીલ કરીને મોટો પુત્ર ઘટોત્કચની પાછળ જવા માટેનો પોતાનો હક્ક સાબિત કરે છે.

હવે કથાનક પરિવર્તન લે છે. તે આ પ્રસંગના નિર્ણાયક બિંદુ તરફ ઝડપથી આગળ વધે છે. વૃદ્ધ બ્રાહ્મણ પિતા જાહેર કરે છે કે તેને મોટો પુત્ર ઘણો વહાલો હોવાથી તે મોટાને જતો નહિ કરે અને તરત માતા કહે છે કે જેમ તેનો પતિ મોટાને ચાહે છે તેમ તે નાનાને ઇચ્છે છે. હવે રહ્યો બિચારો વચલો. એ ત્યાં કહે છે કે જે માતાપિતાને ન ગમ્યો તે હવે કોને પ્રિય થશે? અને તરત તક ઝડપીને ઘટોત્કચ કહે છે કે તું મને પ્રિય છે, ચાલ જલદી મારી સાથે.[4] આ પ્રસંગની નાટ્યક્ષમતા અને કરુણતા ખરેખર નોંધપાત્ર છે. માતાપિતાથી તરછોડાયેલો મધ્યમ કોઈનું પ્રેમપાત્ર થવા ઇચ્છે અને તે થઈ પડે રાક્ષસનો પ્રેમનું પાત્ર. કેવી વિધિની વિચિત્રતા!

હવે મધ્યમ-વિદાયનું કરુણ દૃશ્ય શરૂ થાય છે. મધ્યમ પુત્ર પોતાની જાતને ધન્ય ગણે છે, કારણ તેને પોતાના પ્રાણથી સ્વજનોના પ્રાણનું રક્ષણ કરવાની તક મળે છે આથી તો ઘટોત્કચને પણ આશ્ચર્ય થાય છે મધ્યમ હવે પિતાને પગે લાગે છે અને પિતા તેને બ્રહ્મલોક પ્રાપ્ત થાય તેવા આશીર્વાદ આપી સંતોષ માને છે. માતા તેને 'चिर जीव' એવા આશીર્વાદ આપે છે મરવા જતા પુત્રને 'ઘણું જીવજે' એવા આશીર્વાદ પ્રથમ દૃષ્ટિએ ખટકે ખરા. પણ માતાનું હૃદય મરતા બાળકને પણ મર એમ ન જ કહી શકે. વળી આ વિના બીજા કયા આશીર્વાદની

---

२. ज्येष्ठो भ्राता पितृसमः कथितो ब्रह्मवादिभिः ।–१८-अ
३. आपदं हि पिता प्राप्तो ज्येष्ठपुत्रेण तार्यते ।–१९–अ
४. द्वितीय :–पित्रोरनिष्टः कस्येदानीं प्रियः ।
घटोत्कच :–अहं प्रीतोऽस्मि । शीघ्रमागच्छ ।

અપેક્ષા આપણે માતા પાસેથી રાખી શકીએ ? અને શુદ્ધ દિલના ઊંડાણમાંથી માતાએ આપેલા આશીર્વાદ અંતે સાચા પણ પડે છે બાળક જીવતો રહે છે. પ્રથમ અને તૃતીય પુત્ર પણ તેને યોગ્ય વિદાય આપે છે. પછી તે વનમાં થોડે દૂર જળાશય જેવું જણાય છે ત્યાં પાણી પીવા માટે જવાની રજા માગે છે અને ઘટોત્કચ તેને જલદી પાણી પીને પાછા ફરવાની રજા આપે છે તે જાય છે અને વૃધ્ધ બ્રાહ્મણ હવે કલ્પાંત કરે છે : ' મારો જે વંશરૂપી મનોજ્ઞ પર્વત ત્રણ શિખરવાળો હતો તેનું એક શિખર તૂટી પડતાં મને ખૂબ સંતાપ થાય છે હાય પુત્ર, ખરે તું ગયો જ. હે યુવાન. હે યુવાનીને યોગ્ય કાંતિવાળા, નિયમમાં રત અને અધ્યયનમાં લાગેલી બુધ્ધિવાળા, હાથીએ ભાંગી નાખેલા ફેલોવાળા વૃક્ષની માફક તુ વિનાશ પામીશ,[૫] બ્રાહ્મણપુત્રને વાર લાગે છે એટલે ઘટોત્કચ તેને બોલાવવાનું કહે છે તેની ઉપર બ્રાહ્મણ ગુસ્સે થાય છે. આખરે નાના ભાઈ પાસેથી દ્વિતીય પુત્રનુ 'મધ્યમ' એવું નામ જાણીને તે ઘટોત્કચ બૂમ પાડે છે અને એ સાંભળીને પાંડવમધ્યમ ભીમ દાખલ થાય છે આ સ્થળે પ્રથમ દૃશ્ય પૂરુ થાય છે.

આ પ્રથમ દૃશ્યમાં શરૂમાં ત્રાસનુ અને પછી કરુણનુ વાતાવરણ ઉપસાવવામાં લેખક સફળ થયા છે ઘટોત્કચનુ અનુસરણ અને તેનું વર્ણન, આત્મબલિદાન માટે સંપૂર્ણ કુટુંબની તૈયારી, મધ્યમની ન છૂટકે પસંદગી, મધ્યમની વિદાય અને વૃદ્ધ બ્રાહ્મણદંપતીનો શોક વગેરે પ્રસંગો કવિની નોંધપાત્ર સિદ્ધિઓના દ્યોતક છે

---

૫. यस्त्रिशृङ्गो मम न्वासीन्मनोज्ञो वंशपर्वतः ।
स मध्यशृङ्गभङ्गेन मनस्तपति मे भृशम् ॥
हा पुत्र ! कथं गत एव !
तरुण तरुणतानुरूपकान्त
नियमरताध्ययनप्रसक्तबुद्धे ।
कथमिह गजराजदन्तभग्न-
स्तरुरिव यास्यसि पुत्रको विनाशम् ॥–२३–२४

## દ્વિતીય-દૃશ્ય

અનપેક્ષિત સમયે અને અનપેક્ષિત રૂપે પિતા અને પુત્રના મિલનનુ અહી નિરૂપણ થયુ છે ઘટોત્કચ માતાને માટે ભક્ષ્યરૂપે નિશ્ચિત થઈ ચૂકેના એવા મધ્યમને-બ્રાહ્મણમધ્યમને જલદી આવવા માટે બૂમો પાડે છે અને તેના બદલે પાડવમધ્યમ એટલે ભીમ દાખલ થાય છે ભીમને બોલાવનારનો સ્વર અર્જુનના જેવો જણાય છે તે નજીક આવીને દેખે છે તો તેને ભવ્ય પૌરુષેય આકૃતિ જણાય છે સિહ સમાન મુખ, સિહ સમ દાઢ મદિરા જેવી આંખો, સ્નિગ્ધ ગભીર કઠ, વિશાળ વક્ષસ્થળ, હાથી જેવી ચાલ આ બધુ જોઈ તેને આ કોઈ લોકવીરનો પુત્ર છે તેમ ખાતરી થાય છે વીર વીરને પિછાને તેમ ઘટોત્કચને પણ ભીમ દર્શનીય જણાય છે સિહ સમ વદન અને સુવર્ણના તાલ જેવા હાથ વગેરેથી આ કદાચ ભગવાન વિષ્ણુ હશે એવુ તેને લાગે છે

ભીમ પોતાની જાતને મધ્યમ તરીકે ઓળખાવે છે આથી ઘટોત્કચને આશ્ચર્ય થાય છે અને ભીમ ગણાવે છે કે તે આઠ રીતે મધ્યમ છે[૬] અને આ વૃધ્ધ બ્રાહ્મણ પામી જાય છે કે આ પાંડવમધ્યમ ભીમ છે આથી તેને આનદ થાય છે

દરમ્યાન બ્રાહ્મણમધ્યમ પાણી પીને પાછો ફરે છે અને તેને લઈને ઘટોત્કચ જવાની તૈયારી કરે છે ત્યારે બ્રાહ્મણ ભીમને ફરિયાદ કરે છે કે તે સહકુટુબ વનમાથી પસાર થતો હોય છે ત્યાં આ રાક્ષસ આવીને સમગ્ર કુટુબને પરેશાન કરે છે અને તે ભીમનુ રક્ષણ માગે

---

૬ मध्यमोऽहमवध्यानामुत्सिक्तानां च मध्यम ।
मध्यमोऽहं क्षितौ भद्र भ्रातृणामपि मध्यम ॥
× × ×
मध्यम पञ्चभूतानां पार्थिवानां च मध्यम ।
भवे च मध्यमो लोके सर्वकार्येष मध्यम ॥ ३८-३९

છે તરત ભીમ ઘટોત્કચને રોકે છે અને પૂછે છે કે પુત્રરૂપી નક્ષત્રોથી વ્યાપ્ત એવા આ વિપ્રચંદ્ર માટે તું રાહુ જેવો ક્યાંથી આવ્યો છે ? હા, હા રાહુ જ આવો ઉડાઉ જવાબ ઘટોત્કચ આપે છે અને બ્રાહ્મણ સર્વ અપરાધોમાં અવધ્ય હોવાથી તેને મૂકી દે એમ ભીમ ઘટોત્કચને આદેશ આપે છે પણ એ કહી દે છે 'નહીં મુકાય.' ભીમને આ બાળ-શૌર્યથી આશ્ચર્ય થાય છે તેને અભિમન્યુની યાદ આવે છે. તે ફરીને બ્રાહ્મણપુત્રને છોડી દેવાની વાત કરે છે. ઘટોત્કચ જડબેસલાક ઉત્તર આપે છે, કે આને છોડી દે એમ જો વિશ્વાસપૂર્વક મારો બાપ કહે તો પણ હુ છોડીશ નહિ, કારણ મેં તેને માતાની આજ્ઞાથી પકડ્યો છે૭ માતાની આજ્ઞાની વાત આવતા ભીમ પણ તેની સર્વોપરિતા સ્વીકારે છે.૮ અને માતાની આજ્ઞા માનીને તો તેઓની આવી દશા થઈ છે એમ કહે છે.

આ પછી ભીમ ઘટોત્કચને તેની માતા કોણ છે ? તેવો પ્રશ્ન કરે છે, અને તેમા ઘટોત્કચ ગૌરવપૂર્વક જણાવે છે કે કૌરવકુળના દીપક મહાત્મા મધ્યમપાંડવ દ્વારા, જેવી રીતે પૂર્ણચન્દ્રથી આકાશ તેમ સનાથ બનેલી હિડિમ્બા મારી માતા છે. ભીમને આ સાંભળી આનંદ થાય છે. રૂપ, બળ, સત્વ બધું જ આ બાળકનું તેના વડીલો જેવું છે પરંતુ પ્રજ્ઞા તરફ કરુણાનો અભાવ એનામા ક્યાંથી આવ્યો ? આવો એક પ્રશ્ન ભીમને થાય છે.

ભીમ પેલા બ્રાહ્મણ બાળકને છોડી દેવાનું કહે છે ઘટોત્કચ ના પાડે છે એટલે ભીમ બ્રાહ્મણને તેનો પુત્ર પાછો લેવાનું કહે છે અને 'હું ઘટોત્કચને અનુસરીશ' એમ જાહેર કરે છે મધ્યમ તેમ કરવાની ના પાડે છે, પરતુ ક્ષત્રિય હોવાથી ભીમ પોતાના પ્રાણથી બ્રાહ્મણના

૭ मुच्यतामिति विप्रन्दे ब्रवीति यदि मे पिता ।
न मुच्यते तथापेष गृहीतो मातृशासना ॥ —१६

૮. माता किल मनुष्याणां देवतानां च-दैवतम् ।—१७—अ

શરીરની રક્ષા કરવા ઇચ્છે છે એવું જાહેર કરે છે. આ ક્ષત્રિય વચ્ચે પડે છે એ જાણી તેને જ મારીને લઈ જવાનું ઘટોત્કચ નક્કી કરે છે.

ભીમ અને ઘટોત્કચ વચ્ચે વાક્યુદ્ધનો આરંભ થાય છે ભીમ એને मत्पुत्र इति जाने (હું તને મારો છોકરો હોય એમ માનું છું.) એમ કહે છે આથી ઘટોત્કચ વધુ ગુસ્સે થાય છે. અને ભીમ રસ્તો કાઢે છે કે ક્ષત્રિયો સઘળી પ્રજાને પુત્ર કહે છે એટલે મેં તને મારો પુત્ર કહ્યો છે. આને ઘટોત્કચ 'ડરપોકનું' 'હથિયાર' કહે છે ભીમ સોગંદપૂર્વક કહે છે કે હું ભય નથી જાણતો. તેને તારી પાસેથી જણાવા ઇચ્છું છું. ભીમને ઘટોત્કચ હથિયાર લેવાનું કહે છે ભીમ કહે છે મારો હાથ એ જ હથિયાર છે ઘટોત્કચને આ કાર્ય પોતાના પિતા ભીમસેન જેવું જણાય છે ભીમ પ્રશ્ન કરે છે કે બ્રહ્મા, શિવ, કૃષ્ણ, ઇન્દ્ર, કાર્તિકેય વગેરેમાં તારો બાપ કોના જેવો છે ? જવાબમાં ઘટોત્કચ કહે છે બધા જેવો. ભીમ આને જુઠાણું ગણાવે છે અને હવે બન્ને વચ્ચે યુદ્ધ થાય છે. ઘટોત્કચ ઝાડ અને પછી પર્વતનું શિખર ઉપાડીને નાખે છે. પણ ભીમને કોઈ ઈજા થતી નથી. પછી તે મલ્લયુદ્ધ લડે છે પણ તેમાંય ભીમ હારતો નથી. એટલે તે માયા-પાશથી ભીમને બાંધે છે. પણ ભીમ ભગવાન શિવની કૃપાથી મળેલા માયાપાશમોક્ષમંત્રથી છૂટી જાય છે પછી પહેલાંની શરત મુજબ ભીમ ઘટોત્કચ પાછળ જાય છે આથી વૃદ્ધ બ્રાહ્મણને ઘણો શોક થાય છે

આ દ્વિતીય દશ્યમાં પાંડવમધ્યમ ભીમ અને ઘટોત્કચનું મિલન વર્ણવાયું છે. પિતા અને પુત્રનું મિલન સંસ્કૃત સાહિત્યમાં ઘણે સ્થળે છે દા. ત પંચરાત્ર, ઊરુભંગ, અભિજ્ઞાનશાકુન્તલ, વિક્રમોર્વશીય, ઉત્તરરામચરિત. આ બધામાં અહીં આવતું મિલન વિચક્ષણ છે પિતા જાણી જાય છે કે આ મારો પુત્ર છે છતાં એ બોલતા નથી. અને પુત્ર સર્વ પ્રકારે પિતાને મારવા પ્રયત્ન કરે છે. તેના બળ અને

પરાક્રમથી પિતાને સંતોષ થાય છે. એક સ્થળે તો ભીમને પોતાનો પક્ષ ખરેખર બળવાન થતો લાગે છે." તથા કહી દે છે કે હે દુર્યોધન, તારો શત્રુપક્ષ બળવાન થાય છે. તું તારું રક્ષણ કર.૮ બીજી બાજુ પુત્રપક્ષે સંપૂર્ણ અંધકાર છે. તે પોતાના પિતા સાથે લડી રહ્યો છે તેનો તેને સહેજ પણ ખ્યાલ નથી.

આ યુદ્ધ દરમ્યાન તપ્તા પર આવતું પાણી અને માયાપાશના બંધનની વાત નોંધપાત્ર છે. અહીં એક ક્ષતિ જેવું જણાય છે. ભીમ 'મધ્યમ' તરીકે પોતાની ઓળખાણ અનેક રીતે આપે છે અને તે સાંભળીને વૃદ્ધ બ્રાહ્મણ મોટેથી બોલી ઊઠે છે કે સાચે જ આ પાંડવ-મધ્યમ (=ભીમ) આપણને મૃત્યુના ગર્તમાંથી મુક્ત કરવા માટે અહીં આવીને ઊભો છે.૯ આ શ્લોક અપવાર્ય કે આત્મગત તરીકે કહેવાયો નથી. એટલે સ્વીકારવું પડે કે સહુએ તે સાંભળ્યો છે. તો પછી તે ઘટોત્કચે પણ સાંભળ્યો જ હોવો જોઈએ અને જો ઘટોત્કચે પણ એ સાંભળ્યો હોય તો તેને આ પોતાનો પિતા પાંડવમધ્યમ ભીમસેન છે તેવો ખ્યાલ આવી જવો જોઈએ પણ તેવો કોઈ ખ્યાલ ઘટોત્કચને આવ્યો હોય તેવું અહીં દર્શાવ્યું નથી આને ભૂલ કેમ ન ગણી શકાય? પણ ભાસમાં આવું ઘણું ચલાવી લેવું પડે છે. અથવા અપવાર્ય એવું નાટ્યસૂચન રહી ગયું હશે એમ માનવું પડે.

બીજો એક અંગુલિનિર્દેશ. ભીમના આગમન પહેલાં થોડી આનાકાની બાદ બ્રાહ્મણકુટુંબ મધ્યમ પુત્રને બાકીના કુટુંબના રક્ષણ માટે જવા દેવા અનિચ્છાએ તૈયાર થાય છે અહીં ઘટોત્કચ આખા કુટુંબને મારી નાખવા તૈયાર થતો નથી. પરંતુ કેવળ માતાની આજ્ઞાને

૮. भोः सुयोधन ! वर्धते ते शत्रुपक्षः । रक्षतो भव ।

૯. मध्यममिति संप्रोक्तं नूनं पाण्डवमध्यम ।
अस्मान् मोक्तुमिहायातो दर्पान्मृत्योरिवोत्थितः ॥—१०

માન આપવા ખાતર આ 'અકૃત્ય' કરવા તે તૈયાર થયો છે[10] ફક્ત તે જ્યારે બ્રાહ્મણ બિલકુલ 'ઘસીને ના' પાડે છે ત્યારે થોડો ડર બતાવવા માટે કહે છે કે, હે દ્વિજશ્રેષ્ઠ! તું માગવામાં આવે છતાં એક પુત્રને નહિ આપે તો ક્ષણમાત્રમાં સકુટુંબ વિનાશને પામીશ[11] અહીં તેનો હેતુ આખા કુટુંબને મારી નાખવાનો નથી પરંતુ કેવળ પોતાની માતાના આહાર માટે એક પુત્ર મેળવવા થોડો દમ ભીડાવવાની તેની નેમ છે અને એક પુત્ર મળવાનું નક્કી થતાં તે બાકીનાને છોડી દે છે આમ સ્પષ્ટ જોઈ શકાય છે કે ઘટોત્કચ આખા કુટુંબને મારી નાખવા માટે નહિ પણ કેવળ માતાની આજ્ઞાથી ફક્ત એક પુત્રને લઈ જવા ઇચ્છે છે પણ પેલો વૃદ્ધ બ્રાહ્મણ ભીમને ફરિયાદ કરતી વખતે કહે છે કે મને મારા પુત્રો અને પત્ની સાથે મારી નાખવા માટે આ રાક્ષસ ધસી આવે છે[12] આ ખરેખર ઘટોત્કચના પાત્રને ઘોર અન્યાય ન કહેવાય? તેણે બ્રાહ્મણના સમગ્ર કુટુંબને મારી નાખવાની કલ્પના પણ કરી નથી અહીં આવા વર્ણનમાં ભાસની બેદરકારી જણાય છે એમ કબૂલવું રહ્યું

## તૃતીય-દૃશ્ય

આ નાટકનું અન્ય કરતાં સરખામણીમાં નાનું છતાં વધુ મહત્ત્વનું દૃશ્ય છે નાટકનું શીર્ષક જેનો નિર્દેશ કરે છે તે મધ્યમ એટલે ભીમના હિડિમ્બા સાથેના મિલનનું દૃશ્ય અહીં રજૂ થયું છે

ભીમને પૂર્વશરત મુજબ ઘટોત્કચ પોતાની પાછળ પાછળ પોતાની માતાના નિવાસસ્થાન નજીક લાવી બહાર ઊભો રાખે છે

---

૧૦ अकार्यमेतन्न मयाद्य कार्यं
मातुर्नियोगादपनीय शङ्काम्—९-ब

૧૧ यद्यर्थितो द्विजश्रेष्ठ! पुत्रमेकं न मुञ्चसि ।
सकुटुम्बः क्षणेनैव विनाशमुपयास्यसि ॥—१४

૧૨ ससुतपरिजनं मो! हन्तुकामोऽभ्युपैति ॥—१२-ब

અને પોતે માતાને નિવેદન કરવા જાય છે. તે માતાને જણાવે છે કે તેના આહાર માટે તે એક માણસને લાવ્યો છે. માતા બહાર આવી આશીર્વાદ આપી વિગત પૂછે છે અને બન્ને વચ્ચે વાર્તાલાપ ચાલે છે :

**હિડિમ્બા**–કેવો માણસ લાવ્યો છું ?

**ઘટોત્કચ**–માતા, કેવળ વાણીથી–કહેવામાં જ માણસ, વીર્યથી નહિ.

**હિડિમ્બા**–શું બ્રાહ્મણ છે ?

**ઘટોત્કચ**–બ્રાહ્મણ નથી.

**હિડિમ્બા**–અથવા ઘરડો છે ?

**ઘટોત્કચ**–ઘરડો નથી.

**હિડિમ્બા**–શું બાળક છે ?

**ઘટોત્કચ**–બાળક નથી

**હિડિમ્બા**–જો એમ હોય તો હું તેને જોઈશ.

અને ભીમને જોઈને હિડિમ્બા ઘટોત્કચને પૂછે છે કે શું તું આ માણસ લાવ્યો ? ( किमेष मानुषः आनीतः ? ) ઘટોત્કચને આશ્ચર્ય થાય છે. આ તો આપણું દૈવત છે એમ કહી હિડિમ્બા ઘટોત્કચને ખાતરી કરાવવા ભીમની નજીક જઈ કહે છે : जयतु आर्यपुत्रः।

ભીમને આ બધાથી આશ્ચર્ય થાય છે તેની અને હિડિમ્બાની વચ્ચે થયેલો વાર્તાલાપ નોંધપાત્ર છે [૧૧]

**ભીમસેન**–......

હિડિમ્બા આ શું છે ?

**હિડિમ્બા**–(કાનમાં) એ તો આમ છે.

**ભીમસેન**–તું જાતથી રાક્ષસી છે, આચારથી નહિ

૧૧ भीमसेन :–......

हिडिम्बे ! किमिदम् ।

हिडिम्बा :–(कर्णे) ईदृशमिव ।

भीमसेन :–जात्या राक्षसी, न समुदाचारेण ।...

માતા હવે ઘટોત્કચને પોતાના પિતાને પ્રણામ કરવાનું કહે છે. તે પોતાના અજ્ઞાનમાં થયેલા અપરાધની માફી માગે છે. ભીમ, તે તો પહેલેથી જ માફ કરેલ છે એમ કહીને ભેટે છે, અને આશીર્વાદ આપે છે. બ્રાહ્મણ કેશવદાસને સહુ વંદન કરી વિદાય આપે છે અને ભરતવાક્યથી નાટકનો અંત આવે છે.

જેનો અંત સારો એનું સઘળું સારું એ નિયમ મુજબ આ નાટક સુખાંત બને છે. ભીમ અને હિડિમ્બાનું મિલન યોજવા લેખકે ઉપવાસના પારણાની વાત અને બ્રાહ્મણ કુટુંબની કથા કલ્પી છે અને મધુર સંવાદોમાં, મધુર વાતાવરણમાં મધુર અંત યોજાયો છે. અહીં અખિલમ્ મધુરમ્ એમ કહી શકાય. હિડિમ્બા અને ભીમના મિલનમાં મુગ્ધશૃંગારનું મધુરું આયોજન છે. જ્યારે ઘટોત્કચ અને ભીમની ઓળખાણ અદ્ભુત રસને દર્શાવે છે.

## મધ્યમવ્યાયોગનું મૂળ

ભાસના મહાભારતની કથાને આધારે રચાયેલા નાટકોમાં મધ્યમવ્યાયોગનું સ્થાન છે. ઘટોત્કચ, ભીમસેન અને હિડિમ્બા આ ત્રણ મુખ્ય પાત્રો પણ મહાભારતની કથાનાં પાત્રો છે. આ નાટકના કથાનકના મૂળ તરીકે વિદ્વાનો ત્રણ સ્થળોને ગણાવે છે :

(૧) મહાભારતના આદિપર્વમાં આવેલ હિડિમ્બવધપર્વ

(૨) મહાભારતના આદિપર્વમાં આવેલ બકવધપર્વ

(૩) ઐતરેય બ્રાહ્મણાન્તર્ગત શુનઃશેપનું આખ્યાન

મહાભારતના આદિપર્વમાં આવેલ હિડિમ્બવધપર્વમાં આપણને હિડિમ્બાનો પ્રથમ પરિચય મળે છે. તે હિડિમ્બ નામના રાક્ષસની બહેન છે. આ રાક્ષસને મનુષ્યની ગંધ આવે છે એટલે તે પોતાની બહેનને તપાસ કરવા મોકલે છે. વનમાં તપાસ કરતાં હિડિમ્બા સૂતેલા કુંતા તેમજ ચાર પાંડવોને અને તેઓની ચોકી કરતા ભીમસેનને દેખે

છે. અને ભીમના તરફ તે આકર્ષાવાથી સુંદરીનું રૂપ લઈ ભીમ પાસે આવે છે. બીજી બાજુ ધાર્યા કરતાં વધુ વાર થતાં હિડિમ્બ રાક્ષસ જાતે આવે છે અને ભીમને અને પોતાની બહેનને જોઈને ગુસ્સે થઈ બન્નેને મારી નાખવાની ધમકી આપે છે, ભીમ હિડિમ્બનો વધ કરે છે. અને અંતે હિડિમ્બા સાથે લગ્ન કરે છે અને તેને ઘટોત્કચ નામનો પુત્ર થાય છે. આ પુત્ર મહાભારતના યુદ્ધમાં કર્ણને ઇન્દ્રે આપેલી શક્તિ દ્વારા હણાય છે.

હિડિમ્બવધપર્વ પછી આવતા બકવધપર્વની કથા મુજબ કુંતા એકવાર રુદન કરતા બ્રાહ્મણ કુટુંબને સાંભળે છે. નગરનું રક્ષણ બક નામના અસુરે કર્યું હોવાથી તેને અમુક ખોરાક અને એક માણસ વારાફરતી મોકલાવવો એવું નક્કી થયું હોય છે. આ વર્ષતે આ બ્રાહ્મણ કુટુંબનો વારો હોય છે. તેથી પહેલાં દુઃખ સાથે બ્રાહ્મણ જવાં તૈયાર થાય છે. પછી અનેક દલીલો બાદ તેની પત્ની જવા તૈયાર થાય છે. આ માતા-પિતાનો વિવાદ સાંભળી પુત્રી જવાની તૈયારી બતાવે છે. કુંતા આ બધું સાંભળ્યા પછી ત્યાં આવીને ભીમને મોકલવાનું સૂચન કરે છે અને અંતે ભીમ જઈને તે બક રાક્ષસનો વધ કરે છે.

ઐતરેય બ્રાહ્મણમાં શુનઃશેપનું આખ્યાન આવે છે. તેમાં અજીગર્ત નામનો બ્રાહ્મણ પોતાના ત્રણ પુત્રોમાંથી મધ્યમ પુત્રનું વેચાણ કરે છે. પિતા મોટા પુત્રને વહાલો કરે છે અને માતા કનિષ્ઠ પુત્રને આપતી નથી. આથી દ્રવ્યને ખાતર અજીગર્ત મધ્યમ પુત્રને વેચે છે.

આ ત્રણે સ્થળે કથાનકના થોડા-વાણાતાણા વેરાયેલા મળે છે. હિડિમ્બા ભીમ અને ઘટોત્કચનું પાત્ર પ્રથમ કથાંમાં મળે છે. તેથી વધુ કાંઈ મળતું નથી. કુટુંબને બચાવવા માટે બ્રાહ્મણ કુટુંબના સભ્યોમાં જે અહમહમિકા છે તે બકવધના પ્રસંગ સાથે સરખાવી શકાય. જ્યારે પિતા જ્યેષ્ઠ પુત્રનો પક્ષ કરે અને માતા કનિષ્ઠને વહાલો કરે, પરિણામે

અધ્યમ માતાપિતા તરફથી સરખામણીમાં ઓછો પ્રેમ મેળવે છે એટલો કથાંશ શુનઃશેપના આખ્યાનને મળતો આવે છે બાકી આ કથાનકોનું અને મધ્યમવ્યાયોગનું ઘણી ઘણી બાબતમાં સામ્ય નથી.

## કવિકૃત પરિવર્તન

(૧) મૂળ મહાભારતમાં ઘટોત્કચના જન્મ પછી હિડિમ્બા અને ભીમને ફરી વનમાં મળતાં દર્શાવ્યાં જ નથી. જ્યારે તેઓનું પુત્રજન્મ પછીનું પુનર્મિલન એ આ નાટકનું મુખ્ય કથાનક (Central Theme) છે.

(૨) પિતા અને પુત્રનું મિલન સમયે થતું યુદ્ધ કવિએ કેવળ કલ્પનાથી જ વર્ણવ્યું છે

(૩) બ્રાહ્મણની કથાને મૂળ કથાના અવતરણ કાજે અવાન્તર કથારૂપે કવિએ રજૂ કરી છે

(૪) બ્રાહ્મણના કુટુંબમાં કુટુંબના રક્ષણ માટે દરેક સભ્યની સ્વાર્પણની તૈયારી કવિની મૌલિક કલ્પનાનું પરિણામ છે. અલબત્ત આનો થોડો અણસારો બકવધપર્વમાં છે ખરો

(૫) બ્રાહ્મણની કથા દરમ્યાન બ્રાહ્મણોના સામાજિક મોભા અને મહત્ત્વની વાત કવિની જ રજૂઆત છે

(૬) ઘટોત્કચના પાત્રમાં લેખકે તેના વર્ણન અને વર્તનમાં, દેખાવ અને દિલમા ધરમૂળથી ફેરફારો કર્યા છે દા ત.

(અ) મહાભારત મુજબ તેનું માથું ઘડાની માફક તદ્દન બોડું-વાળ વિનાનુ છે[1] જ્યારે ભાસે તેના મસ્તક પર પીળા, લાંબા કેશ વર્ણવ્યા છે[2]

---

૧. घटो हास्योत्कच (ह अस्य उत्कच.) इति माता तं प्रत्यभाषत ।
अब्रवीत्तेन नामास्य घटोत्कच इति स्म ह ।

૨ तरुणरविकरप्रकीर्णकेशो ।–૪
कनककपिलकेशः ।–૫
दीप्तविम्बितकेशः ।–૨૬

(ગ) રાક્ષસ હોવા છતાં બ્રાહ્મણો તરફ દયાવાળો, તેઓનું પૃથ્વી પર મહત્ત્વ સમજનારો અને માતાની આજ્ઞાનું પાલન કરનારો દર્શાવ્યો છે.

(ઘ) માતાની આજ્ઞાનું તે શબ્દશઃ પાલન કરતો હોવા છતાં માણસને મારવા લઈ જવો એ 'અકૃત્ય' છે એમ તે સ્પષ્ટ સમજે છે.[3] ટૂંકમાં તેના પાત્રમાં માનવીય ગુણોનો અધ્યારોપ સફળતાપૂર્વક લેખકે કર્યો છે.

(૭) હિડિમ્બાના પાત્રમાં લેખકે માનવસ્ત્રીસહજ ભાવોનો અધ્યારોપ કર્યો છે. તેની પતિમિલન માટેની યુક્તિ તેના હૃદયગત કોમળ ભાવોની અભિવ્યક્તિ છે. આથી તો અંતે ભીમ તેને જાતિથી જ રાક્ષસી ગણે છે, આચારથી નહિ[4]

(૮) બીજી બાજુ શુનઃશેપના આખ્યાન સાથે સરખાવતાં અનેક બાબતમાં આ નાટક જુદું તરી આવે છે

(અ) ત્યાં પુત્રનો વિક્રય લોભથી થયો છે, જ્યારે અહીં પુત્રને આખા કુટુંબના રક્ષણ માટે ત્યજવો પડ્યો છે સર્વનાશ આવી પડતાં કંઈક ત્યજી બાકીનું બચાવવાનો સંતોષ છે.

(બ) ત્યાં બ્રાહ્મણપુત્રનો વિક્રય તેની ઇચ્છા જાણ્યા વિના જ થયો છે. જ્યારે અહીં બ્રાહ્મણમધ્યમ પોતાના કુટુંબના રક્ષણ માટે સ્વેચ્છાએ શહીદ થવા જાય છે.

(ક) ત્યાં બ્રાહ્મણ બાળકને વરુણને ભોગ આપવા માટે પૈસા આપી ખરીદવામાં આવે છે. અહીં તો માતાના ઉપવાસના પારણા માટે પરોત્કર્ષ કોઈ પણ મૂલ્ય આપ્યા વિના બળપૂર્વક લઈ જાય છે. આ અને બીજા કેટલાક બીજા મુદ્દા દર્શાવાયા છે

૩. अकार्यमेतत् ममाप्येवं मातुर्निदेशात्करवाणि हाहाम् । १-४

૪. भीमहेन–जात्या राक्षसी, न समुदाचारेण : ।

આમ ઉપરની વિસ્તૃત ચર્ચા પરથી જણાય છે કે ભાસે મહા ભારતનાં પાત્રો પસંદ કરીને અને કોઈ કથા-દેવકથામાંથી એકાદ બે વિચારોને ગોઠવીને મધ્યમવ્યાયોગની રચના કરી છે આ નાટકની રચનામા લેખકની સમક્ષ બ્રાહ્મણોનું તત્કાલીન સમાજમા મહત્ત્વનુ સ્થાન વર્ણવવાની વૃત્તિ અને કુટુંબનાં રક્ષણ કાજે આત્મસમર્પણ કરવાની મનોવૃત્તિને સબળ રીતે રજૂ કરવાનો આદર્શ હોય તેમ લાગ્યા વિના રહેતુ નથી અને તેમ કરવામાં લેખક મેદાન મારી ગયા છે એમ કહી શકાય

ભાસના આ અને અન્ય મહાકાવ્યોને આધારે રચાયેલા નાટકોના અનુશીલન પરથી સ્પષ્ટ પ્રતીત થાય છે કે ભાસને 'काव्येर उपेक्षित' પાત્રોના ઉદાત્તીકરણ (Sublimation of Ignored Character)મા ખૂબ રસ છે ઘટોત્કચ કે હિડિમ્બાના પાત્રને વ્યાસે જેટલુ મહત્ત્વ કે માન નથી આપ્યા તેથી વધુ મહત્ત્વ અને માન ભાસે આપ્યા છે એટલુ જ નહિ પરતુ માનવીય ભાવનાના ભવ્ય રૂપેરી રંગે રંગીને તે બંને પાત્રોને અહીં વધુ ઊજળા રજૂ કરવામા ભાસે પોતાની કલ્પનાનો પ્રવાહ રેલાવ્યો છે,

## મધ્યમવ્યાયોગ : શીર્ષક

મધ્યમવ્યાયોગના શીર્ષકને ત્રણ રીતે રજૂ કરવાનો પ્રયત્ન થયો છે

(૧) मध्यममधिकृत्य कृतो व्यायोगसंज्ञो नाट्यप्रकार મધ્યમ એટલે ભીમને આધારે રચવામા આવેલ વ્યાયોગ નામનો નાટ્યપ્રકાર, મધ્યમ એટલે ભીમસેન પાચ પાડવો તેમાં આમા તો ગણતા અર્જુન બરાબર મધ્યમ એટલે વચેટ કહેવાય અને વેણીસંહાર નાટકમાં અર્જુન પોતાને મધ્યમ તરીકે ઓળખાવે છે[૧] પણ ભાસ કેવળ કુંતાના ત્રણ પુત્રોને લક્ષમા રાખીને ભીમને મધ્યમ ગણતા જણાય છે પંચરાત્રમા

૧ प्रणमति पितरौ वा मध्यम पाण्डवोऽयम्। વેણીસંહાર ૫-૨૭,

તે ભીમને માટે અભિમન્યુને मध्यमस्तातः શબ્દ યોજતો બતાવે છે. અને આ નાટકમાં ભીમ પોતે આઠ રીતે મધ્યમ છે એવું દર્શાવે છે.[2] વળી ભગવદ્યાનપર્વમાં કુન્તી પણ ભીમને મધ્યમ કહે છે.[3] આ મધ્યમ એટલે પાંડવમધ્યમ ભીમને અનુલક્ષીને જે વ્યાયોગની રચના થઈ તે મધ્યમવ્યાયોગ.(વ્યાયોગની વિસ્તૃત ચર્ચા 'નાટયપ્રકાર'માં હવે પછી થશે.)

(૨) मध्यम(भीम)स्य हिडिम्बया सह व्यायोगः (वि + आ + योगः= विशेषण संयोगः)

વ્યાયોગ શબ્દને રૂપકના એક પ્રકાર તરીકે ન લેતાં કેવળ વ્યુત્પત્તિના અર્થમાં લઈએ તો તેનો અર્થ વિશિષ્ટ રીતે મિલન એવો થાય. અને એ રીતે જોઈએ તો નાટકના અંતે ભીમ અને હિડિમ્બાનું મિલન થતું દર્શાવ્યું છે. આથી ભીમનું હિડિમ્બા સાથેનું વિશિષ્ટ પ્રકારે મિલન એવો અર્થ પણ ઘટાવી શકાય.

(૩) मध्यमौ (भीमो ब्राह्मणकुमारश्च) व्यायुज्यते अस्मिन् इति नाटकम् ।

જ્યાં બે મધ્યમ-એક પાંડવમધ્યમ ભીમ અને બીજો બ્રાહ્મણ કુમાર મધ્યમ-મળે છે તે નાટક. અહીં મુખ્ય કથાનક અને ગૌણ કથાનક-ભીમની વાત અને બ્રાહ્મણ કુટુંબની વાત-એમ બંનેને શીર્ષકમાં સમાવી

---

૨. मध्यमोऽहमवध्यानामुत्सिक्तानां च मध्यमः ।
मध्यमोऽहं क्षितौ भद्र भ्रातृणामपि मध्यमः ॥

+ + +

मध्यमः पञ्चभूतानां पार्थिवानां च मध्यमः ।
मध्ये च मध्यमो लोके सर्वकार्येषु मध्यमः ॥ २८-२९

૩. तं ममावस्थ वार्ष्णेय कथमद्य वृकोदरः ।
आस्ते परिघबाहुः स मध्यमः पाण्डवो बली । મહા. ૫-૯૦-૩૭

લેવાયા છે. આથી ડૉ. પુસાલકર ઉપર મુજબના ત્રણે અર્થો આપ્યા પછી છેલ્લાને સ્વીકારે છે.[૪]

પરંપરા આને વ્યાયોગ સ્વીકારે છે અને તેમાં વ્યાયોગનાં બધાં લક્ષણો પણ ઘટે છે. આ રીતે જોતાં પહેલી સમજૂતી વધુ બંધબેસતી જણાય છે.

## મધ્યમવ્યાયોગ: નાટ્યપ્રકાર

સંસ્કૃતમાં નાટકના પર્યાયરૂપે રૂપક શબ્દ વપરાય છે. આ રૂપકને દૃશ્ય કાવ્ય કહેવામાં આવે છે અને તેના દશ પ્રકારો છે. તેમાં નાટક, પ્રકરણ, ભાણ, વ્યાયોગ, સમવકાર, ડીમ, ઇહામૃગ વગેરેનો સમાવેશ થાય છે આમાં મધ્યમવ્યાયોગને કયો પ્રકાર ગણવો ?

પ્રા ડોલરરાય માંકડ મધ્યમવ્યાયોગને ઇહામૃગ ગણે છે[૧] ઇહામૃગની વ્યાખ્યા જોતા જણાય છે કે આ મધ્યમવ્યાયોગમાં તેનાં બધા લક્ષણો બેસી શકે તેમ નથી પણ જો વિવેકથી અનુશીલન કરવામાં આવે તો અહીં વ્યાયોગનાં બધાં લક્ષણો ઘટી શકે છે વ્યાયોગનાં લક્ષણો દશરૂપક[૨]

---

૪ The last interpretation meaning "the work where two Madhyamas are brought to gather" appears to be better

A. D. Pusalkar. Bhasa study P. 201

૧. જુઓ: Types of Sanskrit Drama P. 59-61

૨ ख्यातेतिवृत्तो व्यायोगः ख्यातोद्धतनराश्रयः ।
हीनोगर्भविमर्शाभ्यां दीप्ताः स्युर्डिमवद्रसाः ॥

अस्त्रीनिमित्तसंग्रामो...... दशरूपक ३-६०-६१

સાહિત્યદર્પણ[3] વગેરેમાં આપ્યા છે તે મુજબ નીચેનાં છે.

(૧) વ્યાયોગમાં નાયક પ્રખ્યાત ધીરોદ્ધત અને રાજર્ષિ (ક્ષત્રિય) કે દિવ્ય હોવો જોઈએ

(૨) સ્ત્રીપાત્રો અલ્પ અને પુરુષપાત્રો બહુ હોવાં જોઈએ.

(૩) તેમા કથાનક પ્રખ્યાત હોવુ જોઈએ.

(૪) તે એક અંકનું હોવુ જોઈએ

(૫) તેમાં યુદ્ધ હોય પણ સ્ત્રીના કારણે થયેલુ ન હોવુ જોઈએ, પણ બીજા કોઈ કારણથી થયેલુ જોઈએ

(૬) તેમાં ગર્ભ અને વિમર્શ સંધિ ન હોવી જોઈએ

(૭) હાસ્ય, શૃંગાર અને શાંત સિવાયનો કોઈ રસ મુખ્ય જોઈએ.

આ લક્ષણો મધ્યમવ્યાયોગમા ઘટાવતા જણાય છે કે તેનો નાયક ભીમસેન ક્ષત્રિય છે કેવળ બે જ સ્ત્રીપાત્રો છે અને આખુ નાટક ફક્ત એક અંકનુ છે અહી ભીમ અને ઘટોત્કચનુ યુદ્ધ છે પણ તે કોઈ સ્ત્રી ખાતર નથી અને અહી હાસ્ય કે શૃંગાર એ મુખ્ય રસ નથી પણ વીર રસ મુખ્ય છે આમ વ્યાયોગના લક્ષણો અહી સ્પષ્ટ રીતે લાગુ પડે છે વળી નાટકના નામમા પણ લેખકે વ્યાયોગ શબ્દ જોડયો જ છે આથી સિદ્ધ થાય છે કે આ મધ્યમવ્યાયોગ એ વ્યાયોગ નામનો રૂપકનો એક પ્રકાર છે

---

૩ ख्यातेतिवृत्तो व्यायोग स्वल्पस्त्रीजनसंयुत ।
हीनो गर्भविमर्शाभ्या नरैर्बहुभिराश्रित ॥
एकाङ्कश्च भवेदस्त्रीनिमित्तसमरोदय ।
कैशिकीवृत्तिरहित प्रख्यातस्तत्र नायक ॥
राजर्षिरथ दिव्यो वा भवेद्धीरोद्धतश्च स. ।
हास्यशृङ्गारशान्तेभ्य इतरेऽत्राङ्गिनो रसा ॥
સાહિત્યદર્પણ ૬-૨૩૧-૩૩

## મધ્યમવ્યાયોગમાં પાત્રાલેખન

મધ્યમવ્યાયોગમાં ભીમ, ઘટોત્કચ, હિડિમ્બા, વૃદ્ધ કેશવદાસ, વૃદ્ધા બ્રાહ્મણી અને તેમના ત્રણ પુત્રો—આમ કુલ્લે આઠ પાત્રો છે. નાટકીય મહત્ત્વની દૃષ્ટિએ જોતાં દરેક પાત્રનું આગવું વ્યક્તિત્વ છતું થયા વિના રહેતું નથી. પ્રખ્યાત પાત્રોના આલેખનમાં ભાસે જોઈતા સુધારા કર્યા છે. ખરું જોતાં તો આ નાટકનું સંપૂર્ણ કથાનક જ મૌલિક છે. તેથી વૃદ્ધ બ્રાહ્મણ–બ્રાહ્મણી તથા તેમના પુત્રો પણ ભાસની કલ્પનાનાં જ પ્રસૂનો છે.

**ભીમ :** નાટ્યાત્મક દૃષ્ટિએ જોતાં ભીમનું સ્થાન મહત્ત્વપૂર્ણ છે. ઘટોત્કચ જ્યારે મધ્યમ બ્રાહ્મણપુત્રને શીઘ્ર આવવા બૂમો મારે છે ત્યારે ભીમ પોતાને–મધ્યમ પાંડવપુત્રને બોલાવવામાં આવે છે, એમ માની ઘટોત્કચ સમક્ષ ઉપસ્થિત થાય છે. તેને જોતાં જ ઘટોત્કચને જાણે કોઈ બંધુનું આગમન થયું હોય તેમ લાગે છે. તેની આકૃતિ પણ ભવ્ય તથા પ્રભાવશાળી છે.[1] પરંતુ તેના આ શારીરિક બળે તેના હૃદયપક્ષને કુંઠિત નથી બનાવ્યું. દલિત તથા સંત્રસ્ત લોકો તેના હૃદયને પરિદ્રાવિત કરી શકે છે. વૃદ્ધ બ્રાહ્મણની સહાયની માગણીને તે સહર્ષ સ્વીકારી લે છે, અને મધ્યમ બ્રાહ્મણપુત્રની બદલીમાં રાક્ષસ-પુત્ર સાથે જવા પણ તૈયાર થાય છે. પરંતુ વાયુ જેવો દુર્નિગ્રહી અને અત્યંત તાકાતથી યુક્ત એવો ભીમ કોઈનો દોરાવ્યો દોરવાય? ઘટોત્કચની તાકાત હોય, તો તે સ્વયં એને બળાત્કારથી લઈ જાય. બાહુ-યુદ્ધમાં જેને કદી પરિખેદ થતો નથી, એવા ભીમે ભય શું છે, એ તો

---

૧. सिंहाकृतिः कनकतालसमानबाहु-
मध्ये तनुर्गरुडपक्षविलिप्तपक्षः ।
विष्णुर्भवेद् विकसिताम्बुजपत्रनेत्रो
नेत्रे ममाहरति बन्धुरिवागतोऽयम् ॥ –२७

કદી જાણ્યું નથી ૨ ઘટોત્કચની સર્વે રાક્ષસી શક્તિઓનો–તે સબળ પ્રતિકાર કરે છે. ઘટોત્કચ પોતાનો પુત્ર છે તેની ખાતરી થયા પછી તેની વીરતા જોઈ દુર્યોધનનો શત્રુપક્ષ અર્થાત્ પાંડવપક્ષ જોરાવર થતો જાય છે, એ જાણી તે અત્યંત આનંદ અનુભવે છે.૩

આમ નાટકની સંપૂર્ણ મહત્ત્વની ક્રિયાઓનો–ઘટનાઓનો નિયંતા ઘટોત્કચ હોવા છતાં, ભાસ ભીમસેનનું અત્યંત પ્રભાવશાળી વ્યક્તિત્વ ચિત્રિત કરવામાં પૂર્ણપણે સફળ નીવડયા છે મહાભારતના ચિરપરિચિત ભીમની ઉપર જ અહીં થોડો વધુ પ્રકાશ પાડયો છે.

**ઘટોત્કચ :** જ્યારે ઘટોત્કચના પાત્રાલેખનમાં નાટ્યકારે ઘણો ફેરફાર કર્યો છે. રાક્ષસીપુત્ર હોવા છતાં તેના પિતા તો એક માનવ છે, તેથી માનવીય સંવેદનો પણ તેના હૃદયમાં અનુભવાય છે. નિરપરાધ બ્રાહ્મણ કુટુંબને કષ્ટ દેતાં સ્વયં તેને પણ ગ્લાનિ તો અવશ્ય થાય છે. તે એ પણ જાણે છે કે ઉત્તમ બ્રાહ્મણો પૂજ્યતમ હોય છે. તો પણ માતાની આજ્ઞાને માન આપીને તે અકાર્યને આચરવા ઉદ્યત થયો છે૪ મધ્યમ બ્રાહ્મણપુત્રને કારણે તેની માતાના આહારની વેળ વહી જાય છે, તેથી તે માતૃભક્તિને કારણે વ્યાકુળ થઈ જાય છે. વૃદ્ધની अतिराक्षसं खलु ते वचनम् । એ ટકોરને કારણે તે નમ્ર બની જઈ ક્ષમા માગે છે, અને તેના આવા વર્તાવને કેવળ સ્વભાવદોષ જ ગણાવે છે. ઘટોત્કચનો શારીરિક દેખાવ પણ આકર્ષક છે. તેના પ્રભાવશાળી વ્યક્તિત્વથી ભીમ પ્રથમ દર્શને જ તેના તરફ આકૃષ્ટ થાય છે.૫

૨. જુઓ: शपामि सत्येन भयं न जाने–૪૧

૩. જુઓ: सुयोधन ! वर्धते ते शत्रुपक्षः ।

૪. अकार्यमेतच्च मयाद्य कार्यं
मातुर्नियोगादपनीय घृणाम् ।–९
सिंहास्यः सिंहदंष्ट्रो मधुनिभनयनः स्निग्धगम्भीरकण्ठो
बभ्रुभ्रूः श्येननासो द्विरदपतिहनुर्दीप्तविश्लिष्टकेशः ।
व्यूढोरा वज्रमध्यो गजवृषभगतिर्लम्बपीनांसबाहुः
सुव्यक्तं राक्षसीजो विपुलबलयुतो लोकवीरस्य पुत्रः ॥–२६

તેનો કંઠસ્વર ધનંજયના જેવો છે. દર્પમાં તે અભિમન્યુથી જરા પણ ઊતરે એવો નથી. પાંચે પાંડવોનો કોઈ ને કોઈ ગુણ તેણે ચોરી લીધો હોય,[૬] એમ ભીમને લાગે છે,

ભીમ તેની તાકાતની પરીક્ષા કરવા જ જાણે તેના પિતાને ઉતારી પાડે છે. તેથી તો તે ભીમની સાથે યુદ્ધ કરવા સુધી તૈયાર થઈ જાય છે. આમ, ઘટોત્કચના પાત્રમાં વીરતા, દઢતા, કર્તવ્યપરાયણતા આદિ માનવીય ગુણો સ્પષ્ટ જોવા મળે છે.

**હિડિમ્બા :** હિડિમ્બાનું ચિરકલ્પિત રૂપ અત્યન્ત ભયાનક તથા અમાનવીય છે. પણ અહીં તેનુ વાસ્તવિક રૂપ અત્યન્ત સરળ અને માનવીય છે. ખરું પૂછો તો તે કોઇ મનુષ્યનું ભક્ષણ કરવા ઇચ્છતી જ નહોતી. પણ શતકુંભ નામક યજ્ઞમાં હાજરી આપવા પાંડવો મહર્ષિ ધૌમ્યના આશ્રમમાં ગયા છે અને ભીમ આશ્રમની પરિપાલના માટે ત્યાં જ છે એવી ખબર મળતાં તે ભીમના દર્શનની ઇચ્છાથી આવું ષડ્યન્ત્ર યોજવા પ્રેરાય છે. કોઈ માણસનું ભક્ષણ કરવાની રાક્ષસી ઈચ્છા તેની હતી જ નહીં, એ સ્પષ્ટ છે. ભીમ તેને માટે ખરું જ કહે છે કે તે કેવળ જન્મથી જ રાક્ષસી છે, વર્તનથી નહીં.[૭]

**કેશવદાસ :** કેશવદાસમાં એક સાચા પિતા અને સદાચારી બ્રાહ્મણનાં દર્શન થાય છે. વનમાં અચાનક આવી પડેલી મુશ્કેલીથી તે પ્રથમ તો ભયભીત બની જાય છે, પરંતુ પાછળથી સ્વબલિદાનથી પણ પોતાના પરિવારનું રક્ષણ કરવા પ્રેરાય છે.

૬. भ्रातॄणां मम सर्वेषां कोऽयं मे गुणतस्करः । –२५–र्म
७. जात्या राक्षसी, न समुदाचारेण ।

ભાસે મધ્યમ બ્રાહ્મણપુત્રનું ચરિત્ર જેટલું કારુણ્યપૂર્ણ અંકિત કર્યું છે, તેટલું બીજા કોઈનું નહીં. ત્રણે ભાઈઓમાં માતા નાનાને અને પિતા મોટા પુત્રને પ્યાર કરે. વડીલોમાં અપ્રિય એવો તે કોને પ્રિય થાય ? મૃત્યુને. કદાચ તેના માટે તો આત્મબલિદાન જ નિર્મિત થયું છે ને ! છતાં તેના મુખ પર વિષાદની નાનીશી રેખા દૃષ્ટિગોચર થતી નથી. સ્વલ્પ પણ આકારવિભ્રમ લક્ષિત થતો નથી. તે સહર્ષ મૃત્યુના મુખમાં જવા તૈયાર થાય છે, પોતાનાં માતા-પિતા તથા ભાઈઓના પ્રાણ બચાવવા માટે.

અન્ય બે બ્રાહ્મણપુત્રો તથા વૃદ્ધા બ્રાહ્મણીનું પણ અસરકારક રીતે પાત્રાલેખન થયું છે.

આમ પાત્રાલેખનની બાબતમાં ભાસે કૌશલની સાથે વૈવિધ્યનાં પણ દર્શન કરાવ્યાં છે. ભાસનાં પાત્રોની સૌથી વધુ વિશેષતા તો એ છે કે તેઓ અત્યંત વાસ્તવિક અને વ્યાવહારિક હોય છે. મધ્યમવ્યાયોગનાં પાત્રો પણ આ હકીકતને જ પુષ્ટ કરે છે.



# મધ્યમવ્યાયોગ કેટલાંક આદર્શો

ડૉ. પુસાલકરનું દઢ માનવુ છે કે ભાસનાં નાટકોની રચનાનો હેતુ ઉપદેશાત્મક છે. કોઈ રાજકુમારની સમક્ષ આદર્શોની રજૂઆત કરવા માટે ભાસે નાટકોની રચના કરી હશે?[१] અલબત્ત તેઓની આ કલ્પના માટે વાસ્તવિક કારણ મૂળ સંસ્કૃતમાં ભાસ વિશેની કોઈ દંતકથામાં પણ મળતું નથી. પરંતુ એક હકીકતનો આપણે સ્વીકાર અવશ્ય કરવો રહ્યો કે સંસ્કૃતમાં 'આનંદને' 'सकलप्रयोजनमौलिभूत' ગણ્યું હોવા છતાં चान्तास मित ઉપદેશને અવશ્ય સ્થાન છે.

Art for the life sake ના સિદ્ધાન્તને સાહિત્યશાસ્ત્રીઓએ માન્ય રાખ્યો છે[२]. આ રીતે જોઈએ તો ભાસના મહાભારતના અન્ય નાટકોની સરખામણીમાં મધ્યમવ્યાયોગમાં આકડતરો ઉપદેશ સુંદર રીતે રજૂ થયો છે. તેણે કેટલાક સામાજિક આદર્શોની તરફ સફળતાથી અંગુલિનિર્દેશ કર્યો છે. તેનું દર્શન આપણે અહીં વિગતે કરીશું

પતિવ્રતા સ્ત્રી માટે પતિ એ જ એનો ધર્મ છે પતિ માટે સર્વસ્વનું અર્પણ–જીવનનું બલિદાન સ્ત્રી માટે ઇષ્ટ લેખાય [३]

---

१. The one-act plays seem to have been written by the poet specially with the purpose of instructing the princes ..P. 185

..we may say in general that they were written by the poet with a view to place certain ideals in life before all the public in general and the princes of his royal patron in perticular—P. 204 Bhasa A Study–A D. Pusalkar.

२. काव्य यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्य परनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे।

મમ્મટકૃત કાવ્યપ્રકાશ ૧-૨

३. पतिमात्रधर्मिणी पतिव्रतेति नाम ।

કુટુંબમાં મોટો પુત્ર શ્રેષ્ઠ ગણાય અને તે માતાપિતાને પણ પ્રિય હોય છે. આથી વડીલ બંધુ તરફ પોતાની ઇતિકર્તવ્યતાનું ભાન હંમેશ નાનાઓએ રાખવું જોઈએ[૪] એવું સૂચન મધ્યમની વાણી કરી જાય છે. જ્યારે તેનું વર્તન વડીલો માટે જીવનનું બલિદાન આપીને પણ આનંદ માનવો જોઈએ એવું સૂચન કરે છે.

પિતા આપત્તિમાં આવે ત્યારે મોટો પુત્ર તેને તારે છે[૫] અને પિતાને જ્યેષ્ઠ પુત્ર ખૂબ જ વહાલો હોય છે. માતાની લાગણી નાના તરફ વધુ ઢળતી રહે છે. અલબત્ત આમાંથી એવું સહેજ પણ સૂચન નથી કે મધ્યમ વડીલોને મન અળખામણો છે. કારણ, મધ્યમનું જવાનું નક્કી થતાં પિતાનું હૈયાફાટ રુદન દર્શાવે છે કે તે પણ પિતાને પ્રાણ સમ પ્યારો છે.

સજ્જનોને મન શરીરના મોહ કરતાં સ્વજનસ્નેહ વધુ હોવો જોઈએ એવું સૂચન મધ્યમની વાત પરથી મળે છે.[૬]

મનુષ્યોને માટે માતા એ દેવતાઓની પણ દેવતા છે એ વાત ભીમની પાસે કહેવડાવી છે.[૭] માતાની આજ્ઞા પિતાની આજ્ઞા કરતાં પણ મહાન છે અને માતાની આજ્ઞા અકાર્ય કરવાની હોય તો પણ ઉથામવી નહિ પણ નિઃશંકપણે તે આચરવી જોઈએ આ વાત ઘટોત્કચના વર્તન પરથી સિદ્ધ થાય છે

પ્રજા તરફ કારુણ્યનો અભાવ એ સાચા ક્ષત્રિયનું લક્ષણ નથી.[૮]

૪. ज्येष्ठः श्रेष्ठः कुले लोके पितृणां च सुतप्रियः ।-१७

૫. आप द्हि पिता प्राप्तो ज्येष्ठपुत्रेण तार्यते -१९

૬. मन्युस्नेहाद्धि महतः व्यपस्नेहस्तु दुर्लभः ।-२०

૭. माता किल मनुष्याणां देवतानां च दैवतम् ।-१७

૮. प्रजासु वीतकारुण्यं मनश्चैवास्य कीदृशम् ।-३९

બ્રાહ્મણો અત્યંત પૂજ્ય છે.[9] તેઓ કોઈ પણ અપરાધ કરે તોય અવધ્ય છે. તેમને મરાય નહિ જ. સદા અને સર્વદા બ્રાહ્મણો પૃથ્વી પર પૂજનીય જ લેખાવા જોઈએ.[10] બીજી બાજુ ક્ષત્રિયોએ પોતાના દેહનાં બલિદાન આપીને પણ બ્રાહ્મણનું રક્ષણ કરવું જોઈએ. ક્ષત્રિયોમાં ગર્વ સ્વાભાવિક હોય છે યુદ્ધપ્રિયતા, શરણાગત તરફ વાત્સલ્ય, દીનોનો પક્ષપાત, સાહસ અને અયોગ્ય વર્તન કરનારને દંડ કરવો આ બધા ક્ષત્રિયોના ગુણો હોવા જોઈએ. એવું સૂચન પાંડવોના ગુણવર્ણનમાંથી મળે છે.[11]

આવા અનેક આચરણીય આદર્શોનો ઉલ્લેખ ભાસના મધ્યમ-વ્યાયોગમાં મળી આવે છે. તેણે આ આદર્શો ધર્મશાસ્ત્રો માફક 'આમ આચરવા' એવી આજ્ઞારૂપે રજૂ કર્યા નથી પણ રામાયણ વાંચનારને લાગે કે रामादिवद् वर्तितव्यम् न रावणादिवत् તેમ અહીં પણ આ આદર્શો તરફ અંગુલિનિર્દેશ માત્ર થયો છે. અને આથી પ્રિય પત્ની માફક આડકતરો ઉપદેશ આપવામાં આ નાટક સફળ થયું છે એમ કહી શકાય

---

९. पूज्यतमा. खलु ब्राह्मणाः ।

१०. आनामि सर्वत्र सदा च नाम द्विजोत्तमाः पूज्यतमाः पृथिव्याम् ।–९

११. युद्धप्रियाश्च शरणागतवत्सलाश्च
दीनेषु पक्षपतिताः कृतसाहसाश्च ।
एव विधप्रतिभयाकृतिचेष्टितानां
दण्ड। यथार्हमिहधारयितुं समर्थाः ।।–११

## મધ્યમવ્યાયોગ : વિહંગાવલોકન

ભીમ, હિડિમ્બા અને ઘટોત્કચ નામના ત્રણ પાત્રોને મહાભારત-માંથી પસંદ કરીને લેખકે એક વ્યાયોગ પ્રકારનું રૂપક રજૂ કરવાનો સફળ પ્રયત્ન મધ્યમવ્યાયોગમાં કર્યો છે. આ નાટકમાં આવતા પ્રસંગો પૂર્ણપણે કવિની નવનવોન્મેષપૂર્ણ પ્રતિભાનાં પ્રસૂનો છે. તેનો ઉલ્લેખ મહાભારતમાં નથી કે તેનો અણસારો અન્યત્ર પણ નથી.

આમાં ભીમ અને હિડિમ્બાના મિલનને દર્શાવતા પ્રસંગ વખતે આવતો સંવાદ કેટલીક ટીકા-ચર્ચાને પાત્ર થયો છે તે વિસ્તારથી જોઈએ. આ પ્રસંગે સંવાદ નીચે મુજબ થાય છે :

हिडिम्बा :—जात, कीदृशो मानुषः आनीतः ।
घटोत्कच :—भवति रूपमात्रेण मानुषः। न वीर्येण ।
हिडिम्बा :—किं ब्राह्मणः ।
घटोत्कच :— न ब्राह्मणः ।
हिडिम्बा :— अथवा स्थविरः ।
घटोत्कच :— न वृद्धः ।
हिडिम्बा :— किं बालः ।
घटोत्कच :— न बालः ।
हिडिम्बा :— यद्येवं पश्यामि तावदेनम् ।

આ પછી બંને ભીમ નજીક જાય છે અને ઘટોત્કચને હિડિમ્બા કહે છે કે, ઉન્મત્ત, શું તું આ માણસને લઈ આવ્યો ! આ પછી એક-બીજાને ઓળખે છે અને પછી ભીમ હિડિમ્બાને પૂછે છે.

भीम—..... हिडिम्बे किमिदम् ।
हिडिम्बा—(कर्णे) आर्यपुत्र । इदमिव ।
भीम—आत्मा राक्षसी, न समुदाचारेण ।

કેટલાક આ સંવાદને સંદિગ્ધ અને લેખકે બેદરકારીથી લખેલો માને છે. ભીમે પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં હિડિમ્બાએ 'કર્ણે' શું કહ્યું

હશે ? આનો ઉત્તર બરાબર મળતો નથી. પરિણામે ભીમ જે પ્રશંસાનાં પુષ્પો હિડિમ્બા માટે વેરે છે તે નિરર્થક બની જાય છે.

કર્ણનો ઉપયોગ સંસ્કૃતમાં જે કાંઈ બની ગયું હોય તેની પુનરુક્તિ દૂર થાય તે માટે અથવા કાંઈ બનવાનું હોય તે ટૂંકમાં બતાવવા માટે થતો હોય છે. અહીં જે બની ગયું તે ભીમ જાણે છે અને ભીમ અને હિડિમ્બાનાં મિલન પછી કાંઈ નવું બન્યું નથી. આથી કર્ણે નો ઉપયોગ અર્થહીન છે. વળી આ પૂર્વેનો સંવાદ પણ નિરર્થક છે. હિડિમ્બા એમ પૂછે છે કે શું તે બ્રાહ્મણ છે? તેનો ઉત્તર ઘટોત્કચ ના પાડે. પછી હિડિમ્બાએ એમ પૂછવું જોઈએ કે શું ક્ષત્રિય છે? પણ તેવું પૂછવાને બદલે શું તે ઘરડો છે? એવો સવાલ હિડિમ્બા પૂછે છે. આમ આ સંવાદમાં એકસૂત્રાત્મકતા નથી. માટે આ સંવાદરચના ઘણી શિથિલ છે. આવી દલીલો પણ રજૂ થઈ છે.

આ બધી વાતોનું પરિશીલન કરતાં જણાય છે કે નાટકના ખરા હેતુ તરફ લેખકે જે ઝડપથી ગતિ કરી છે તે બરાબર સમજી શકાઈ નથી માટે આવી દલીલો થઈ છે

હિડિમ્બાએ કર્ણમાં ભીમને જે કાંઈ બન્યું તે પૂર્વયોજિત હતું અને તે બીજું કાંઈ નહિ પણ ભીમને બોલાવવાનું બહાનું હતું એમ જણાવ્યું હશે. આ વાતને ડૉ. જી કે ભટ્ટ [1] અને પ્રો સી. આર દેવધર[2] સ્વીકારે છે. હિડિમ્બાને ખબર પડી ગઈ હશે કે ભીમને આશ્રમમાં

૧. જુઓ : What she says can be guessed by the remark of Bhima which carries the conotation that the incident of the Brahmin's sacrifice was only a subtle ruse on her part in order to draw Bhima towards herself.
-Dr. G. K. Bhatt, Madhyam-Vyayoga P. 4-5

૨. જુઓ : What she wispers in his ears is the ruse that see had adopted in order to bring Bhima to her.
-C. D. Devadhar, Madhyam-Vyayoga Notes P 12

મૂકીને બીજા પાંડવો ધૌમ્યના આશ્રમમાં યજ્ઞમાં હાજરી આપવા માટે ગયા છે. આ વાત બ્રાહ્મણ કુટુંબના એક સભ્યને પણ જ્ઞાત હતી. આથી ઘણા સમય પછી પોતાના પતિ સાથે પુનર્મિલન થાય માટે તેણે પોતાના પુત્રને વનમાંથી કોઈ માણસ પારણા માટે લઈ આવવાનું કહ્યું. રસ્તામાં પેલું બ્રાહ્મણ કુટુંબ ભટકાયું અને પરિણામે વાત જરા વધી. બાકી હિડિમ્બાની ગણતરી મુજબ કદાચ ભીમ જ ઘટોત્કચને મળવો જોઈતો હતો પણ અંતે મિલન ભીમનું જ થયું. આ સાદી વાતને સાદી રીતે સ્વીકારવાને બદલે અતાત્ત્વિક ચર્ચાથી શું લાભ ?

કર્ણે કહ્યું તેમાં લેખકે ઘણું ઘણું ન કહીને પણ કહી દીધું છે. શું બન્યું તે ભીમ જાણતો હતો. પણ શા માટે બન્યું તે એ જાણતો ન હતો. આથી કર્ણે માં તેણે આ બધું બનવાની પાછળનો જે મુગ્ધશૃંગારભાવપૂર્ણ હેતુ હતો તે જણાવ્યો.

કોઈ પણ આર્ય સ્ત્રી પતિ સાથેના મિલન માટે તેણે યોજેલી યુક્તિને જાહેરમાં તો ન જ કહે; કારણ લજ્જા સ્ત્રીભૂષણમ્। અને વળી પોતાનો પતિ નજીક ફરીથી ઘણા સમયે મળી શકે તેમ હોય તો તેની તક જતી પણ ન કરે અને આ રીતે આર્ય સન્નારીનાં લક્ષણો હિડિમ્બાએ દર્શાવ્યા માટે ભીમ તેને 'જાતિથી રાક્ષસી આચારથી નહિ,' એમ કહીને નવાજે તેમાં ખોટું પણ શું ?

હવે રહી પેલા પૂર્વના સંવાદની વાત હિડિમ્બાએ પુત્રને માણસ લેવા મોકલ્યો હતો અને તેને મન આ વનમાં ભીમ સિવાય અન્ય માણસ નહિ મળે તેમ ખાતરી હતી તેથી તેણે જે સવાલો કર્યા છે, તેમાં બહુ દરકાર રાખી નથી. 'શું તે બ્રાહ્મણ છે ?' એવા તેના પ્રશ્નનો 'ના, તે બ્રાહ્મણ નથી' તેવો ઉત્તર આવતાં તેણે માની લીધું કે તે ક્ષત્રિય જ હશે. એટલે નવો પ્રશ્ન 'તે ક્ષત્રિય છે ?' એમ ન કરતાં

'શું તે ઘરડો છે?' એમ કર્યા આનો જવાબ ના મળતાં તે યુવાન છે કે નહિ તેટલું જાણવા માટે 'શું તે બાળક છે?' એમ પૂછ્યું. અને તેને જણાયું કે તે બાળક પણ નથી. એટલે મનમાં નિશ્ચય થતો ગયો હશે કે આ ક્ષત્રિય યુવાન હશે તો ચાલ, મારો પતિ હોય તો હું જલદી મળી લઉં, એવી શુભ ભાવનાથી તે આગળ વધી. કહો, હવે આ સંવાદમાં ક્યાં શિથિલતા છે ?

વળી માતા અને પુત્ર પરિક્રમણ કરીને ભીમ સુધી આવવાની પૂર્વતૈયારીરૂપે બે-ત્રણ વાક્યોમાં નાનો સંવાદ રજૂ કરવામાં ઔચિત્ય છે. આ સંવાદને વધુ લંબાવવામાં કોઈ સાર નથી. આ વાત બરાબર સમજીને પ્રમાણદોષથી ભાસ અહીં બચ્યા છે આમ એકંદરે જોઈ શકાય છે કે આ સંવાદમાં લેખકે ટૂંકમાં પણ મધુરતાથી નાટકનો અંત લાવવાનો પ્રયત્ન કર્યો છે.

નાટકના રસની બાબતમાં કહી શકાય કે કેટલીક નાટ્યવક્રોક્તિઓમાં અને ભીમ અને ઘટોત્કચના સંવાદમાં હાસ્યરસ છે કેશવદાસ બ્રાહ્મણના પ્રસંગમાં કરુણરસ પ્રતીત થાય છે. પિતા-પુત્રના યુદ્ધમાં રૌદ્રરસ પણ જણાય છે. અંતે તેઓના મિલનમાં અદ્ભુત રસ દૃષ્ટિગોચર થાય છે ભીમ અને હિડિમ્બાના મિલનમાં મુગ્ધશૃંગારભાવ રજૂ થયો છે. જ્યારે નાટકનો પ્રધાનરસ વીરરસ છે.

નાટકનો સમય લગભગ સવારના ૯ થી ૧૨ સુધીનો હશે એમ લાગે છે તેનું સ્થળ વન અને હિડિમ્બાના ઘરનું આંગણું છે અને તેના કાર્યવેગમાં એકસૂત્રતા જળવાઈ છે એમ કહી શકાય.

## મધ્યમવ્યાયોગ : સુભાષિતો

(१) आपद् हि पिता प्राप्तो ज्येष्ठपुत्रेण तार्यते । १९

(२) जानामि सर्वत्र सदा च नाम
    द्विजोत्तमाः पूज्यतमाः पृथिव्याम् । ९

(३) ज्येष्ठो भ्राता पितृसमः कथितो ब्रह्मवादिभिः ।१८

(४) ज्येष्ठः श्रेष्ठः कुले लोके पितॄणां च सुसम्प्रियः ।१७

(५) निर्वेद्मत्यर्थिनी खलु प्रार्थना । ११[10]

(६) पतिमात्रधर्मिणी पति तेति नाम । १०[1]

(७) पुत्रापेक्षीणि खलु पितृहृदयानि । ५०[1]

(८) पूज्यतमाः खलु ब्राह्मणाः । ४०[1]

(९) बन्धुस्नेहाद्धि महतः कार्यस्नेहस्तु दुर्लभः । ७०

(१०) माता किल मनुष्याणां देवतानां च दैवतम् । ३७

(११) धनं निवासाभिमतं मनस्विनाम् । १०

(१२) दृष्टोऽपि कुञ्जरो वन्यो न व्याघ्रं धर्षयेद्वने । ४४

(१३) सर्वाः प्रजाः क्षत्रियाणां पुत्रशब्देनाभिधीयन्ते । ४० [11]

## મધ્યમવ્યાયોગ : પાત્રપરિચય

**પુરુષપાત્રો**

૧ **સૂત્રધાર** :–રંગમંચ-વ્યવસ્થાપક
૨ **વૃદ્ધ** :–કેશવદાસ નામનો ઘરડો બ્રાહ્મણ
૩ **પ્રથમ** :–કેશવદાસનો મોટો પુત્ર
૪ **દ્વિતીય** :–કેશવદાસનો મધ્યમ–વચલો પુત્ર
૫ **તૃતીય** :–કેશવદાસનો નાનો પુત્ર
૬ **ઘટોત્કચ** :–ભીમ અને હિડિમ્બાનો પુત્ર
૭ **ભીમસેન** :–કુંતીનો મધ્યમ પુત્ર

**સ્ત્રીપાત્રો**

(૧) **બ્રાહ્મણી** :–કેશવદાસની પત્ની
(૨) **હિડિમ્બા** :–ભીમની પત્ની

॥ श्री ॥

भासनाटकचक्रे

# मध्यमव्यायोगः

॥ श्रीः ॥

भासनाटकचक्रे

# मध्यमव्यायोगः

( नान्द्यन्ते ततः प्रविशति सूत्रधारः । )

सूत्रधारः—

प्रायात्स वोऽसुरवधूहृदयावसादः
पादो हरेः कुवलयामलखड्गनीलः ।
यः प्रोद्यतस्त्रिभुवनक्रमणे रराज
वैदूर्यसंक्रम इवाम्बरसागरस्य ॥ १ ॥

एवमार्यमिश्रान्विज्ञापयामि । अये किं नु खलु मयि विज्ञापनव्यग्रे शब्द इव श्रूयते । अङ्ग पश्यामि ।

( नेपथ्ये )

भोस्तात ! को नु खल्वेषः !

सूत्रधारः-भवतु, विज्ञातम् ।

भोः शब्दोच्चारणादस्य ब्राह्मणोऽयं न संशयः ।
त्रास्यते निर्विशङ्केन केनचित्पापचेतसा ॥ २ ॥

( पुनर्नेपथ्ये )

भोस्तात ! को नु खल्वेषः ।

શ્રી

ભાસનાટકચક્ર

# મધ્યમવ્યાયોગ

(નાન્દી પૂરી થયા બાદ સૂત્રધાર પ્રવેશ કરે છે.)

**સૂત્રધાર :**

અસુરોની અંગનાઓનાં હૃદયને વ્યથિત કરનાર, નીલ-
કમળ અને નિર્મળ તલવાર જેવા નીલવર્ણવાળો, ત્રણે
લોકનું સંક્રમ કરવા માટે ઊંચો કરેલો, જાણે કે
આકાશરૂપી સાગર પરનો સેતુ ન હોય તેવો શોભતો
શ્રીવિષ્ણુનો ચરણ તમારું રક્ષણ કરો. (૧)

આ પ્રમાણે આપ મહાનુભાવોને નિવેદન કરું છું. અરે! આ તે શું? હું નિવેદન કરવામાં રોકાયેલો છું ત્યારે અવાજ જેવું શું સંભળાય છે! ભાઈ! જોઉં ત્યારે.

(પડદા પાછળ)

અરેરે પિતાજી! આ તે કોણ છે?

**સૂત્રધાર :** બરાબર જાણ્યું,

તેના અરેરે (ભોઃ) એવા શબ્દના ઉચ્ચારણ પરથી
આ બ્રાહ્મણ છે તેમાં (કોઈ) શંકા નથી. કોઈ દુષ્ટ
હૃદયવાળા ઐશ્વકાર માણસ વડે તેને ત્રાસ આપવામાં
આવે છે. (૨)

(ફરીથી પડદા પાછળ)

અરેરે, પિતાજી! આ તે કોણ છે?

**सूत्रधारः**—हन्त दृढं विज्ञातम्। एष खलु पाण्डवमध्यमस्यात्मजो हिडिम्बारणिसंभूतो राक्षसाग्निरकृतवैरं ब्राह्मणजनं वित्रासयति। भोः कष्टम्। अत्र हि—

भ्रान्तैः सुतैः परिवृतस्तरुणैः सदारै-
वृद्धो द्विजो निशिचरानुचरः स एषः।
व्याघ्रानुसारचकितो वृषभः सधेनुः
सन्त्रस्तवत्सक इवाकुलतामुपैति ॥ ३ ॥

(निष्क्रान्ताः।)

स्थापना

(ततः प्रविशति सुतत्रयकलत्रपरिवृतो ब्राह्मणः पृष्ठतो घटोत्कचश्च।)

ब्राह्मणः—भोः को नु खल्वेषः।

तरुणरविकरप्रकीर्णकेशो भ्रुकुटिपुटोज्ज्वलपिङ्गलायताक्षः
सतडिदिव घनः सकण्ठसूत्रो युगनिधने प्रतिमाकृतिर्हरस्य ॥४॥

**प्रथमः**—भोस्तात ! को नु खल्वेषः।

ग्रहयुगलनिभाक्षः पीनविस्तीर्णवक्षाः
कनककपिशकेशः पीतकौशेयवासाः।
तिमिरनिवहवर्णः पाण्डरोद्वृत्तदंष्ट्रो
नव इव जलगर्भो लीयमानेन्दुलेखः ॥५॥

**સૂત્રધાર :** હા, હવે બરાબર ખ્યાલ આવ્યો આ તો પેલો પાંડવોમાં વચલા (ભાઈ એટલે ભીમ)નો પુત્ર, હિડિમ્બા રાક્ષસીરૂપી અરણિમાં પેદા થયેલો રાક્ષસરૂપી અગ્નિ, નિર્વૈર એવા બ્રાહ્મણને ત્રાસ પહોંચાડે છે. અરેરે, દુઃખની વાત છે. કારણ અહીં—

ગભરાયેલા યુવાન પુત્રોથી ઘેરાયેલો, પત્નીવાળો તે આ વૃદ્ધ બ્રાહ્મણ રાક્ષસ પાછળ પડતાં, વાઘ પાછળ પડવાથી ડરેલા ગાય સાથેના અને ત્રાસ પામેલા વાછરડાવાળા સાંઢ માફક વ્યાકુળ થાય છે. (૩)

(ચાલ્યો જાય છે)

સ્થાપના

(ત્યારબાદ ત્રણ પુત્રો અને પત્નીથી ઘેરાયેલો બ્રાહ્મણ પ્રવેશ કરે છે. અને તેઓની પાછળ ઘટોત્કચ પ્રવેશ કરે છે.)

**વૃદ્ધ :** અરે ! આ તે કોણ છે ?

મધ્યાહ્નનાં સૂર્યનાં કિરણો જેવા વિખરાયેલા વાળવાળો, બે ચઢાવેલી ભમરની (મધ્યમાં રહેલી) પાણીદાર, પીળી અને વિશાળ આંખોવાળો, ગળામાં (સોનાની) માળા હોવાથી વીજળીવાળા વાદળ જેવો (જણાતો) તે (ઘટોત્કચ) પ્રલય સમયની ભગવાન શિવની જાણે કે સાક્ષાત્ મૂર્તિ ન હોય તેવો લાગે છે ? (૪)

**પ્રથમ :** અરે પિતાજી, આ તે કોણ છે ?

જે ગ્રહો જેવી આંખોવાળો, પુષ્ટ અને વિશાળ છાતીવાળો, સોના જેવા પીળા વાળવાળો, ગાઢ અંધકારના સમૂહ જેવા વર્ણવાળો, શ્વેત બહાર નીકળેલા દાંતવાળો (હોવાથી) જાણે કે લીન થતી ચંદ્રલેખાવાળા નવા વાદળ જેવો જણાય છે. (૫)

द्वितीयः—क एष भोः !

कलभदशनदंष्ट्रो लाङ्गलाकारनासः
करिवरकरबाहुर्नीलजीमूतवर्णः ।
हुतहुतवहदीप्तो यः स्थितो भाति भीम-
स्त्रिपुरपुरनिहन्तुः शङ्करस्येव रोषः ॥ ६ ॥

तृतीयः—भोस्तात ! को नु खल्वयमस्मान्पीडयति ।

वज्रपातोऽचलेन्द्राणां श्येनः सर्वपतत्रिणाम् ।
मृगेन्द्रो मृगसंघानां मृत्युः पुरुषविग्रहः ॥ ७ ॥

ब्राह्मणी :—अय्य को एसो अम्हाअ सन्दावेइ । (आर्य ! क एषोऽस्मान् सन्तापयति ।)

घटोत्कचः—भो ब्राह्मण ! तिष्ठ तिष्ठ !

किं यासि मद्भयविनाशितधैर्यसारो
वित्रस्तदारसुतरक्षणहीनशक्ते ! ।
तार्क्ष्याग्रचपक्षपवनोद्धतरोषवह्नि—
तीव्रः कलत्रसहितो भुजगो यथार्तः ॥ ८ ॥

भो ब्राह्मण ! न गन्तव्यं न गन्तव्यम् ।

वृद्धः—ब्राह्मणि ! न भेतव्यम् । पुत्रकाः न भेतव्यम् । सविमर्शा ह्यस्य वाणी ।

घटोत्कचः—भोः ! कष्टम् ।

जानामि सर्वत्र सदा च नाम द्विजोत्तमाः पूज्यतमाः पृथिव्याम् ।
अकार्यमेतच्च मयाऽद्य कार्यं मातुर्नियोगादपनीय शङ्काम् ॥ ९ ॥

દ્વિતીય : અરે, આ કોણ છે ?

હાથીના દાંત જેવા દાંતવાળો, હળ જેવા નાકવાળો, હાથીની સૂંઢ જેવા હાથવાળો, શ્યામ વર્ણના વાદળ જેવો, હોમાયેલા અગ્નિ જેવો પ્રદીપ્ત, (અને) જે ત્રિપુર (રાક્ષસ)ના નગરનો નાશ કરનાર ભગવાન શિવના સામે ઉભેના ક્રોધ જેવો ભયંકર જણાય છે (૬)

તૃતીય હે પિતાજી, આ તે કોણ અમને પરેશાન કરે છે-(આ) મોટા પર્વતો માટે વજ્રપાત, બધા જ પક્ષીઓ માટે બાજ, પશુઓના ટોળાં માટે સિંહ અને માનવદેહે સાક્ષાત્ મૃત્યુ (જ) છે (૭)

બ્રાહ્મણી સ્વામીનાથ ! આ કોણ આપણને સતાવે છે ?

ઘટોત્કચ : અરે એ બ્રાહ્મણ ! ઊભો રહે ઊભો રહે

મારા ભયથી નાશ પામેલા ધૈર્યવાળો, પરેશાન થયેલ પત્ની અને પુત્રોના રક્ષણ માટે શક્તિ વિનાનો એવો તું ગરુડની પાંખોના છેડાના પવનથી પ્રદીપ્ત થયેના ક્રોધરૂપી અગ્નિથી તરફડતા અને દુઃખી થયેલા સાપણ સાથેના સાપની માફક કેમ નાસી જાય છે ?

હે બ્રાહ્મણ જઈશ નહીં, જઈશ નહીં (૮)

વૃદ્ધ : હે બ્રાહ્મણિ ! ડરીશ નહીં, હે પુત્રો ! ડરશો નહીં, આની વાણી વિચારપૂર્ણ છે

ઘટોત્કચ : અરેરે ! દુઃખની વાત છે

હું જાણું છું કે શ્રેષ્ઠ બ્રાહ્મણો પૃથ્વી પર બધી જગ્યાએ હંમેશા અત્યંત પૂજ્ય હોય છે પણ માતાની આજ્ઞાથી શંકા રાખ્યા વગર મારે આ ખરાબ કામ આજે કરવાનું છે (૯)

**वृद्ध** :–ब्राह्मणि ! किं न स्मरसि तत्रभवता जलक्लिन्नेन मुनिनोक्त–अनपेतराक्षसमिदं वनमप्रमादेन गन्तव्यमिति । तदेवोत्पन्न भयम् ।

**ब्राह्मणी** :–किं दाणिं अय्यो मज्झत्थवण्णो विअ दिस्सदि । ( किमिदानीमार्यो मध्यस्थवर्ण इव दृश्यते ? )

**वृद्धो** :–किं करिष्यामि मन्दभाग्यः ।

**ब्राह्मणी** :–णं विक्कोसामो । ( ननु विक्रोशाम । )

**प्रथम** :–भवति ! कस्य वयं विक्रोशामः ।

इदं हि शून्यं तिमिरोत्करप्रभैर्नगप्रकारैरवरुद्धदिक्पथम् ।
खगैर्मृगैश्चापि समाकुलान्तरं वनं निवासाभिमतं मनस्विनाम् ॥ १०

**वृद्ध** :–ब्राह्मणि ! न भेतव्यं न भेतव्यम् । मनस्विजननिवासयोग्यमिति श्रुत्वा विगत इव मे सन्त्रासः । शङ्के नातिदूरेण पाण्डवाश्रमेण भवितव्यम् । पाण्डवास्तु,

युद्धप्रियाश्च शरणागतवत्सलाश्च
दीनेषु पक्षपतिता कृतसाहसाश्च ।
एवंविधप्रतिभयाकृतिचेष्टितानां
दण्डं यथार्हमिह धारयितुं समर्थाः ॥ ११ ॥

**प्रथम** :–भोस्तात ! न तत्र पाण्डवा इति मन्ये ।

**वृद्धः**–कथं त्वं जानिषे ।

**प्रथम** :–श्रुतं मया इमादागच्छता केनचिद् ब्राह्मणेन शतकुम्भं नाम यज्ञमनुभवितुं महर्षेर्धौम्यस्याश्रमं गता इति ।

**वृद्ध** –हन्त हता स्मः ।

**વૃદ્ધ :** હે બ્રાહ્મણિ ! શું તને નથી સાંભરતું કે પેલા માનનીય જલકિલન નામના મુનિએ કહ્યું હતું કે આ વન રાક્ષસોથી ભરપૂર છે (માટે) સાવચેતીથી જવું અને (આખરે) એ જ ભય આવી પડયો

**બ્રાહ્મણી :** હવે મારા સ્વામીનાથ તટસ્થ જેવા શાથી દેખાય છે ?

**વૃદ્ધ :** કમનસીબ એવો હું શું કરી (પણ) શકીશ ?

**બ્રાહ્મણી :** કેમ વળી આપણે બૂમો પાડીએ.

**પ્રથમ :** હે માતા, કોને આપણે બૂમો પાડીશું ?

શૂન્ય અંધકારના ઢગલાઓ જેવા જુદાજુદા પ્રકારના પર્વતોથી રુંધાયેલા દરેક દિશાઓના માર્ગોવાળું અને પક્ષી તથા પ્રાણીઓથી વ્યાપ્ત એવું આ વન (ફક્ત) મનસ્વીઓને રહેવું ગમે તેવું છે. (૧૦)

**વૃદ્ધ :** હે બ્રાહ્મણિ ! ડરીશ નહીં, ડરીશ નહીં, (આ વન) મનસ્વીઓને રહેવા યોગ્ય છે એમ સાંભળીને જાણે કે મારો ગભરાટ ચાલ્યો ગયો છે હું માનું છું કે પાંડવોનો આશ્રમ નજીકમાં હોવો જોઈએ પાંડવો તો —

યુદ્ધને પ્રિય ગણનાર, શરણાગત તરફ માયાળુ, દીનજનો તરફ પક્ષપાત રાખનારા અને સાહસિક છે અને આ પ્રકારની ભયંકર આકૃતિવાળાનાં દુષ્ટ કૃત્યોનો યોગ્ય દંડ આપવા માટે આ જગતમાં સમર્થ છે (૧૧)

**પ્રથમ :** હે પિતાજી ! ત્યાં પાંડવો નથી એમ હું માનું છું.

**વૃદ્ધ :** હે પુત્ર ! તું કેવી રીતે જાણે છે ?

**પ્રથમ :** તે આશ્રમમાંથી આવેલા કોઈ એક બ્રાહ્મણે કહેવું મેં સાંભળેલું કે શતકુંભ (નામના) યજ્ઞમાં હાજરી આપવા માટે પાંડવો મહર્ષિ ધૌમ્યના આશ્રમમાં ગયા છે.

**વૃદ્ધ :** હાય, હાય, હવે આપણે માર્યા ગયા.

प्रथम :–तात ! न तु सर्व एव । आश्रमपरिपालनार्थमिह स्थापितः किल मध्यमः ।

वृद्ध :–यद्येव सन्निहिताः सर्वे पाण्डवाः ।

प्रथम :–स चास्यां वेलायां व्यायामपरिचयार्थं विप्रकृष्टदेशस्य इति श्रूयते ।

वृद्ध :–हन्त निराशाः स्मः । भवतु पुत्र व्यपाश्रयिष्ये तावदेनम् ।

प्रथम :–अलमलं परिश्रमेण ।

वृद्ध :–पुत्र ! निर्वेदप्रत्यर्थिनी खलु प्रार्थना । भवतु पश्यामस्तावत् । भो भोः पुरुष ! अस्त्यस्माकं मोक्षः ।

घटोत्कच :–मोक्षोऽस्ति समयतः ।

वृद्धः– कः समयः ।

घटोत्कच :–अस्ति मे तत्रभवती जननी । तयाऽहमाज्ञप्तः । पुत्र ! ममोपवासनिसर्गार्थमस्मिन्वनप्रदेशे कश्चिन्मानुषः प्रतिगृह्यानेतव्य इति । ततो मयाऽऽसादितो भवान् ।

पत्न्या चारित्रशालिन्या द्विपुत्रो मोक्षमिच्छसि ।
बलाबलं परिज्ञाय पुत्रमेकं विसर्जय ॥ १२ ॥

वृद्ध :–हं भो राक्षसापसद ! किमहमब्राह्मणः ।

ब्राह्मण :–श्रुतवान्वृद्धः पुत्रं शीलगुणान्वितम् ।
पुरुषादस्य दत्त्वाहं कथं निर्वृतिमाप्नुयाम् ॥ १३ ॥

પ્રથમ : હે પિતાજી ! બધા જ પાંડવો ગયા નથી આશ્રમનું રક્ષણ કરવા માટે અહીં વચલા (ભાઈ એટલે કે ભીમ)ને મૂકી ગયા છે

વૃદ્ધ : જો એમ હોય તો તો બધા જ પાંડવો અહીં જ છે

પ્રથમ : પણ તે અત્યારે વ્યાયામ=કસરત કરવા માટે ઘણે દૂર પ્રદેશ સુધી ગયા છે એમ સંભળાય છે

વૃદ્ધ : હાય ! તો તો આપણે નિરાશ થઈ ગયા ભલે પુત્ર ! આપણે આ(રાક્ષસ)ને વિનંતિ કરીએ

પ્રથમ . (એવી ખોટી) મહેનત રહેવા દો

વૃદ્ધ : વિનંતિ તો કરાળાની વિરોધી છે (એટલે ક્યારેય કરાતી નથી) ઠીક ત્યારે, જોઈએ અરે હે ભાઈ ! અમારો છુટકારો થશે કે ?

ઘટોત્કચ : છુટકારો થાય (પણ એક) શરતે

વૃદ્ધ . કઈ શરત ?

ઘટોત્કચ . મારી માનનીય માતા છે તેણે મને આજ્ઞા કરી છે કે હે પુત્ર ! મારા ઉપવાસના પારણા માટે આ વનમાંથી કોઈ માણસને પકડીને લઈ આવ આથી મે તમને પકડયા છે
ચારિત્ર્યશીલ પત્ની અને બે પુત્રો સાથે તું તારો છુટકારો ઇચ્છતો હોય તો (મારી) શક્તિ અને (તારી) અશક્તિ ને પારખી લઈને એક પુત્રને સોંપી દે (१२)

વૃદ્ધ : અરે દુષ્ટ રાક્ષસ ! શું હું અબ્રાહ્મણ (દુષ્ટ) છું ? ભણેલો અને વૃદ્ધ એવો હું શીલ અને ગુણથી યુક્ત એવા મારા પુત્રને માનવભક્ષી (એવા તને) આપીને કેવી ગતિ (મોક્ષ) મેળવી શકીશ ?

घटोत्कचः :

यद्यर्थितो द्विजश्रेष्ठ ! पुत्रमेकं न मुञ्चसि ।
सकुटुम्बः क्षणेनैव विनाशमुपयास्यसि ॥ १४ ॥

वृद्ध :-एष एव निश्चयः ।

कृतकृत्यं शरीरं मे परिणामेन जर्जरम् ।
राक्षसाग्नौ सुतापेक्षी होष्यामि विधिसंस्कृतम् ॥ १५ ॥

ब्राह्मणी.-अय्ये ! मा मा एव । पदिमत्तधम्मिणी पदिव्वदत्ति णाम । गहीदफलेण एदिणा सरीरेण अय्य कुलं अ रक्खिदुमिच्छामि । ( आर्य, मा मैवम् । पतिमात्रधर्मिणी पतिव्रतेति नाम । गृहीतफलेनैतेन शरीरेणार्य कुलं च रक्षितुमिच्छामि ।

घटोत्कच :-भवति ! न खलु स्त्रीजनोऽभिमतस्तत्रभवत्याः ।

वृद्ध :-अनुगमिष्यामि भवन्तम् ।

घटोत्कच :-आः वृद्धस्त्वमपसर ।

प्रथम :-भोस्तात ! ब्रवीमि खलु तावत्किंचित् ।

वृद्ध :-ब्रूहि ब्रूहि शीघ्रम् ।

प्रथमः-

मम प्राणैर्गुरुप्राणानिच्छामि परिरक्षितुम् ।
रक्षणार्थं कुलस्यास्य मोक्तुमर्हति मां भवान् ॥ १६ ॥

द्वितीय :-आर्य ! मा मैवम् ।

ज्येष्ठः श्रेष्ठः कुले लोके पितॄणां च सुसंप्रियः ।
ततोऽहमेव यास्यामि गुरुवृत्तिमनुस्मरन् ॥ १७ ॥

तृतीय :-आर्यौ ! मा मैवम् ।

ઘટોત્કચ : હે બ્રાહ્મણવર્ય ! જો મારા માગ્યા પ્રમાણે તું એક પુત્ર નહીં આપે તો તું કુટુંબ સહિત એક ક્ષણમાં જ નાશ.

વૃદ્ધ : આ જ મારો નિશ્ચય છે. (૧૪)

ઘરડપણથી ખખડી ગયેલા મારા આ દેહનાં કાર્યો સરી ચૂકયાં છે. પુત્રની ઇચ્છાવાળો હું વિધિથી સુસંસ્કૃત થયેલા (આ દેહને) રાક્ષસરૂપી અગ્નિમાં હોમી દઈશ. (૧૫)

બ્રાહ્મણી : હે આર્ય ! એમ નહીં, નહીં; પતિવ્રતા કેવળ પતિ તરફના જ ધર્મોવાળી હોય છે. સફળ થયેલા આ (મારા) શરીર વડે હું (આપ) આર્યનું અને (મારા) કુટુંબનુ રક્ષણ કરવા ઇચ્છું છું.

ઘટોત્કચ : હે માજી, મારી માતાને સ્ત્રી ખપશે નહીં.

વૃદ્ધ : હું આપને અનુસરીશ.

ઘટોત્કચ : અરે, તું તો ઘરડો છે, આઘો ખસ

પ્રથમ : અરે પિતાજી. હું કાંઈક કહેવા માગું છું.

વૃદ્ધ : કહે, જલદી કહે

પ્રથમ : હું મારા પ્રાણોથી વડીલોના પ્રાણ બચાવવાની ઇચ્છા રાખું છું. આ (આપણા) કુટુંબના રક્ષણ માટે આપ મને રજા આપો (૧૬)

દ્વિતીય : હે મોટાભાઈ, ના. એમ નહિ

(આ) જગતમાં અને કુટુંબમાં મોટો છોકરો શ્રેષ્ઠ મનાય છે અને પિતૃઓને પણ તે પ્રિય હોય છે, માટે વડીલો તરફની મારી ફરજનું સ્મરણ કરી હું જ જાઉં છું. (૧૭)

તૃતીય : હે મોટા ભાઈઓ ! ના, એમ નહિ.

ज्येष्ठो भ्राता पितृसमः कथितो ब्रह्मवादिभिः ।
ततोऽहं कर्तुमस्म्यर्हो गुरूणां प्राणरक्षणम् ॥ १८ ॥

प्रथम :—वत्स ! मा मैवम् ।

आपदं हि पिता प्राप्तो ज्येष्ठपुत्रेण तार्यते ।
ततोऽहमेव यास्यामि गुरूणां प्राणरक्षणात् ॥ १९ ॥

वृद्ध :—ज्येष्ठमिष्टतमं न शक्नोमि परित्यक्तुम् ।

ब्राह्मणी :—जह अय्यो जेट्ठमिच्छदि, तह अहं पि कणिट्ठं इच्छामि । ( यथार्यो ज्येष्ठमिच्छति, तथाहमपि कनिष्ठमिच्छामि । )

द्वितीय :—पित्रोरनिष्टः कस्येदानीं प्रियः ।

घटोत्कच :—अहं प्रीतोऽस्मि । शीघ्रमागच्छ ।

द्वितीय :—

धन्योऽस्मि यद् गुरुप्राणाः स्वैः प्राणैः परिरक्षिताः ।
बन्धुस्नेहाद्धि महतः कायस्नेहस्तु दुर्लभः ॥ २० ॥

घटोत्कच :—अहो स्वजनवात्सल्यमस्य ब्राह्मणवटोः ।

द्वितीय :—भोस्तात ! अभिवादये ।

वृद्ध :—एह्येहि पुत्र ।

विनिमाय गुरुप्राणान् स्वैः प्राणैर्गुरुवत्सल ।
अकृतात्मदुरावापं ब्रह्मलोकमवाप्नुहि ॥ २१ ॥

द्वितीय :—अनुगृहीतोऽस्मि । अम्ब ! अभिवादये ।

બ્રહ્મવાદીઓ મોટા ભાઈને પિતા સમાન કહ્યો છે. માટે વડીલોના પ્રાણોનું રક્ષણ કરવા માટે; હું જ યોગ્ય છું. (૧૮)

**પ્રથમ :** હે ભાઈ, ના, એમ નહિ

પિતા જ્યારે મુશ્કેલીમાં આવે ત્યારે મોટો પુત્ર તેનુ રક્ષણ કરે છે. માટે વડીલોનાં પ્રાણોનું રક્ષણ કરવા માટે હું જ જઈશ. (૧૯)

**વૃદ્ધ :** મારા અતિપ્રિય એવા મોટા પુત્રને ચાહે છે તેમાં હું શક્તિમાન નથી.

**બ્રાહ્મણી :** જેવી રીતે મારા પતિ મોટા પુત્રને ચાહે છે તેમ હું પણ નાના પુત્રને ચાહું છુ.

**દ્વિતીય :** માતા-પિતાને અપ્રિય એવો હું કોને પ્રિય થઈશ ?

**ઘટોત્કચ :** તારી પર હું ખુશ છુ. જલદી ચાલ (મારી સાથે)

**દ્વિતીય :**

ધન્ય છે કે મારા પ્રાણોથી મારા વડીલોનાં પ્રાણનું રક્ષણ થયું છે, કારણ કે મહાપુરુષોમાં સંબંધીઓના સ્નેહ કરતાં પોતાના દેહ તરફનો સ્નેહ (વધુ હોય તેવું) બનવું અશક્ય છે, (૨૦)

**ઘટોત્કચ :** અહો! આ બ્રાહ્મણના બાળકનો સ્વજનો માટેનો કેવો સ્નેહ છે!

**દ્વિતીય :–** હે પિતાજી! હું વંદન કરું છું.

**વૃદ્ધ :–** આવ બેટા! આવ

હે ગુરુભક્ત, પોતાના પ્રાણ સાથે વડીલોનાં પ્રાણનો બદલો કરીને અકૃતાર્થીઓ ઠાંગ પ્રાપ્ત ન કરી શકાતો તેવો બ્રહ્મલોક તું પ્રાપ્ત કર (૨૧)

**દ્વિતીય :–** મારા ઉપર આપની કૃપા થઈ. હે માતા! હું વંદન કરું છું.

ब्राह्मणी :–जाद चिरं जीव । ( जात ! चिरं जीव । )

द्वितीय :–अनुगृहीतोऽस्मि । आर्य ! अभिवादये ।

प्रथम :–एह्येहि वत्स ।

परिष्वजस्व गाढं मां परिष्वक्तः शुभैर्गुणैः ।
कीर्त्या तव परिष्वक्ता भविष्यति वसुन्धरा ॥ २२ ॥

द्वितीय :–अनुगृहीतोऽस्मि ।

तृतीय :–आर्य ! अभिवादये ।

द्वितीय :–स्वस्ति ।

तृतीय :–अनुगृहीतोऽस्मि ।

द्वितीय :–भोः पुरुष ! किंचिद् ब्रवीमि ।

घटोत्कच :–ब्रूहि ब्रूहि शीघ्रम् ।

द्वितीय :–एतस्मिन्वनान्तरे जलाशय इव दृश्यते । तत्र मे प्रकल्पितपरलोकस्य पिपासाप्रतीकारं करिष्यामि ।

घटोत्कच –दृढव्यवसायिन् ! गम्यताम् । अतिक्रामति मातुराहारकालः शीघ्रमागच्छ ।

द्वितीय :–भोस्तात ! एष गच्छामि । ( निष्क्रान्तः । )

वृद्ध :–हा हा परिमुषिताः स्मो भोः ! परिमुषिताः स्मः ।

यस्त्रिशृङ्गो मम त्वासीन्मनोज्ञो वंशपर्वत ।
स मध्यशृङ्गभङ्गेन मनस्तपति मे भृशम् ॥ २३ ॥

हा पुत्रक ! कथं गत एव ।

માતા : બેટા ! ઘણું જીવ.

દ્વિતીય : મારા ઉપર આપની કૃપા મોટાભાઈ હું વંદન કરું છું.

પ્રથમ : આવ ભાઈ ! આવ.

શુભ ગુણોથી યુક્ત એવો તું મને ગાઢ આલિંગન આપ.
તારી કીર્તિથી આ પૃથ્વી આલિંગિત થશે. (૨૨)

દ્વિતીય : આપની મારા ઉપર કૃપા થઈ.

તૃતીય : હે મોટાભાઈ ! હું આપને વંદન કરું છું.

દ્વિતીય : તારું કલ્યાણ થાવ.

તૃતીય : આપની મારા પર કૃપા થઈ.

દ્વિતીય : હે ભાઈ ! હું કાંઈક કહું છું.

ઘટોત્કચ : કહે. જલદીથી કહે.

દ્વિતીય : આ વનમાં સરોવર જેવું દેખાય છે. પરલોક જવાનું નિશ્ચિત છે તેવો હું મારી તરસ ત્યાં દૂર કરી લઉં.

ઘટોત્કચ : હે દૃઢ નિશ્ચયવાળા, (તું) જા. (મારી) માતાનો જમવાનો સમય ચાલ્યો જાય છે. (માટે) જલદી પાછો આવ.

દ્વિતીય : હે પિતાજી ! આ હું જાઉં છું.

(ચાલ્યો જાય છે)

વૃદ્ધ : હાય ! હાય ! અમે લૂંટાઈ ગયા, લૂંટાઈ ગયા.

મારો વંશરૂપી સુંદર પર્વત ત્રણ શિખરવાળો હતો, તેનું વચલું શિખર તૂટી પડવાથી મારું મન ખૂબ સંતાપ પામે છે. (૨૩)

હાય ! પુત્ર ! શું તું ગયો-જ ?

तरुण ! तरुणतानुरूपकान्ते !
नियमपराध्ययनप्रसक्तबुद्धे ।
कथमिव गजराजदन्तभग्न-
स्तरुरिव यास्यसि पुष्पितो विनाशम् ॥२४॥

घटोत्कच :—चिरायते खलु ब्राह्मणवटुः । अतिक्रामति मातुराहारकालः । किं नु खलु करिष्ये । भवतु दृष्टम् भो ब्राह्मण ! आहूयतां तव पुत्रः ।

वृद्ध :—आ अतिराक्षसं खलु ते वचनम् ।

घटोत्कच :—कथं रुष्यति । मर्षयतु भवान्मर्षयतु । अय मे प्रकृतिदोषः । अथ किंनामा तव पुत्रः ।

वृद्ध :—एतदपि न शक्यं श्रोतुम् ।

घटोत्कच :—युक्तम् । भोः ! ब्राह्मणकुमार ! किंनामा ते भ्राता ।

प्रथम :—तपस्वी मध्यमः ।

घटोत्कच :—मध्यम इति सदृशमस्य । अहमेवाह्वयामि । भो मध्यम ! मध्यम ! शीघ्रमागच्छ ।

(ततः प्रविशति भीमसेनः ।)

भीम :—कस्यायं स्वरः ।

खगशतविरुते विरौति तारं
द्रुमगहने दृढसंकटे वनेऽस्मिन् ।
जनयति च मनोज्वरं स्वरोऽयं
बहुसदृशो हि धनंजयस्वरस्य ॥२५॥

હે યુવાન, યુવાનીને યોગ્ય એવી કાંતિવાળા! નિયમોનું પાલન કરનાર! અભ્યાસમાં લાગેલા ચિત્તવાળા! ગજરાજના દાંતથી ભાંગેલા પુષ્પોવાળા વૃક્ષની માફક શું તું અહીં નાશ પામીશ? (૨૪)

ઘટોત્કચ : બ્રાહ્મણનાં બાળકને વાર થઈ. મારી માતાનો ભોજન-સમય ચાલ્યો જાય છે. ખરેખર હું શું કરું? અરે હા, સમજ્યો. હે બ્રાહ્મણ! તારા છોકરાને બોલાવ.

વૃદ્ધ : અરેરે! તારા શબ્દો તો રાક્ષસથી પણ વધી જાય તેવા છે.

ઘટોત્કચ : અરે! શું ગુસ્સે થાય છે? આપ માફ કરો. આ મારા સ્વભાવનો જ દોષ છે. હવે, તમારા પુત્રનું નામ શું છે?

વૃદ્ધ : તે પણ તું સાંભળી શકીશ નહીં.

ઘટોત્કચ : બરાબર છે. અરે બ્રાહ્મણકુમાર! તારા ભાઈનું નામ શું છે?

પ્રથમ : બિચારો મધ્યમ.

ઘટોત્કચ : 'મધ્યમ' એ તેને માટે યોગ્ય જ છે. હું જ તેને બોલાવું છું. અરે એ મધ્યમ! એ મધ્યમ, જલદી આવ.

(પછી ભીમસેન દાખલ થાય છે)

ભીમસેન : અરે! આ કોનો અવાજ છે!

સેંકડો પંખીઓના કલરવવાળા, વૃક્ષોની ઘટાવાળા, ખૂબ મુશ્કેલીઓથી ભરેલા વનમાં એ અવાજ ઊંચેથી ગાજી ઊઠે છે., અને અર્જુનના અવાજને ઘણો જ મળતો આવતો (આ અવાજ) (મારા) મનમાં ઉત્કંઠાને ઉત્પન્ન કરે છે. (૨૫)

**घटोत्कच** :-चिरायते खलु ब्राह्मणबटुः । अतिक्रामति मातुराहारकालः । किं न खलु करिष्ये । भवतु दृष्टम् । उच्चैः शब्दापयामि । भो मध्यम ! शीघ्रमागच्छ ।

**भीम** :-भोः । को नु खल्वेतस्मिन्वनान्तरे मम व्यायामविघ्नमुत्पाद्य मध्यम इति मां शब्दापयति । भवतु पश्यामस्तावत् । (परिक्रम्यावलोक्य सविस्मयम्) अहो दर्शनीयोऽयं पुरुषः । अय हि,

सिंहास्यः सिंहदंष्ट्रो मधुनिभनयनः स्निग्धगम्भीरकण्ठो
बभ्रुभ्रूः श्येननासो द्विरदपतिहनुर्दीप्तविश्लिष्टकेशः ।

व्यूढोरा वज्रमध्यो गजवृषभगतिर्लम्बपीनांसबाहुः
सुव्यक्तं राक्षसीजो विपुलबलयुतो लोकवीरस्यपुत्रः ॥२६॥

घटोत्कच.-चिरायते खलु ब्राह्मणबटुः । उच्चैः शब्दापयामि । भो भो मध्यम ! शीघ्रमागच्छ ।

**भीम** :-भो ! प्राप्तोऽस्मि ।

**घटोत्कच** :-न खल्वयं ब्राह्मणबटुः । अहो दर्शनीयोऽयं पुरुषः ! य एष—

सिंहाकृतिः कनकतालसमानबाहु-
र्मध्ये तनुर्गरुडपक्षविलिप्तपक्षः ।

विष्णुर्भवेद्विकसिताम्बुजपत्रनेत्रो
नेत्रे ममाहरति बन्धुरिवागतोऽयम् ॥२७॥

ઘટોત્કચ : બ્રાહ્મણનો છોકરો ઘણી વાર લગાડે છે. માતાના ભોજન-
નો સમય ચાલ્યો જાય છે. હું શું કરું ? બરાબર, સમજ્યો.
હું મોટેથી બોલાવું. હે મધ્યમ, જલદી આવ.

ભીમસેન : અરે ! આ વનમાં વ્યાયામમાં વિઘ્ન પેદા કરીને 'મધ્યમ,
મધ્યમ,' એમ કહીને મને કોણ બોલાવે છે ? ભલે. હું જોઉં
ત્યારે. (ફરીને જોઈને આશ્ચર્ય સહિત) અરે, આ તો દેખાવડો
માણસ છે.–

> સિંહ સમાન મુખ, સિંહ જેવા દાંત, મદિરા સમી આંખો,
> મીઠો અને ગંભીર અવાજ, પીળાશ પડતી ભમર, બાજ
> પક્ષી જેવું નાક, મોટા હાથી જેવી દાઢી, ચમકીલા અને
> વિખરાયેલા વાળ, વિશાળ છાતી, વજ્ર જેવી કમર, હસ્તિ
> અને બળદ જેવી ચાલ, દીર્ઘ અને માંસલ હાથ, તથા
> અત્યંત બળને ધારણ કરનારો એવો આ કોઈ રાક્ષસી-
> થી જન્મેલો (કોઈ) લોકપ્રસિદ્ધ વીરનો પુત્ર છે. (૨૬)

ઘટોત્કચ : બ્રાહ્મણનો છોકરો ઘણી વાર લગાડે છે. હું એને
બોલાવું. અરે ! મધ્યમ, જલદી આવ

ભીમસેન : અરે હું આ આવી પહોંચ્યો છું.

ઘટોત્કચ : સાચે જ આ બ્રાહ્મણનો છોકરો નથી અરે આ દેખાવડો
માણસ છે ! આ તો –

> સિંહ સમાન આકૃતિવાળો, સુવર્ણના તાલવૃક્ષ જેવા હાથ-
> વાળો, પાતળી કેડવાળો, ગરુડની પાંખો જેવા ખુંવાળા
> પડખાવાળો, અને વિકસિત કમળ જેવાં નેત્રવાળો (તે કદાચ)
> વિષ્ણુ ભગવાન હશે કે જે નિકટ આવેલા સગાની માફક
> મારાં નેત્રોનું હરણ કરે છે. (૨૭)

भो मध्यम ! त्वां खल्वह शब्दापयामि ।

भीम :–अतः खल्वहं प्राप्तः ।

घटोत्कच :–किं भवानपि मध्यमः ।

भीम :–न तावदपरः ।

मध्यमोऽहमवध्यानामुत्सिक्तानां च मध्यमः ।
मध्यमोऽहं क्षितौ भद्र भ्रातृणामपि मध्यमः ॥२८॥

घटोत्कच :–भवितव्यम् ।

भीम :–अपि च,

मध्यमः पञ्चभूतानां पार्थिवानां च मध्यमः ।
भवे च मध्यमो लोके सर्वकार्येषु मध्यमः ॥२९॥

वृद्ध:–

मध्यमस्त्विति संप्रोक्ते नूनं पाण्डवमध्यः ।
अस्मान्मोक्तुमिहायातो दर्पान्मृत्योरिवोत्थितः ॥३०॥

(प्रविश्य)

मध्यम :–

अस्यामाचम्य पद्मिन्यां परलोकेषु दुर्लभम् ।
आत्मनैवात्मनो दत्तं पद्मपत्रोज्ज्वलं जलम् ॥३१॥

(उपगम्य) भोः पुरुष ! प्राप्तोऽस्मिः ।

घटोत्कच :–भवानिदानी खल्वसि मध्यमः । इत मध्यम इतः

અરે મધ્યમ! તને હું બોલાવું છું.

**ભીમસેન :** માટે તો હું આવ્યો છું.

**ઘટોત્કચ :** શું તું પણ મધ્યમ છું ?

**ભીમસેન :** બીજો કોઈ નહીં.

અવધ્યોમાં હું મધ્યમ (એટલે શ્રેષ્ઠ) છું.
સ્વમાની મનુષ્યોમાં હું મધ્યમ (એટલે મુખ્ય) છું.
આ પૃથ્વીમાં હું મધ્યમ (એટલે કેન્દ્રસ્થાને) છું અને
ભાઈઓમાં પણ હું મધ્યમ (વચેટ) છું. (૨૮)

**ઘટોત્કચ :** હશે.

**ભીમસેન :** અને વળી,

પાંચ મહાભૂતોમાં હું મધ્યમ (એટલે વાયુ) છું. રાજાઓ-
માં હું મધ્યમ છું. આ લોકમાં દરેક કાર્યોમાં હું મધ્યમ
(તટસ્થ) છું. (૨૯)

**વૃદ્ધ :**

હું મધ્યમ (છું) એમ કહ્યું તેથી સાચે જ આ પાંડવોમાં મધ્યમ
(એટલે ભીમ) છે. અને અમને મૃત્યુના ગર્તમાંથી ઉગારવા માટે
જાણે કે આવીને (અહીં) ઊભો છે. (૩૦)

(દાખલ થઈને)

**દ્વિતીય :**

આ સરોવરમાં આચમન કરીને પરલોકમાં દુર્લભ એવું
કમળની પાંદડીઓ જેવું ઉજ્જવળ જળ મેં મારી જાતે
જ મને (તર્પણ તરીકે) આપ્યું છે. (૩૧)

(નજીક જઈને) હે ભાઈ, હું આવી ગયો છું.

**ઘટોત્કચ :** હવે આ તું સાચે જ મધ્યમ. હે મધ્યમ, આમ આવ આમ.

वृद्ध :—(भीमसेनमुपगम्य) भो मध्यम ! परित्रायस्व ब्राह्मणकुलम् ।

भीम :—न भेतव्यम् । मध्यमोऽहमभिवादये ।

वृद्ध :—वायुरिव दीर्घायुर्भव ।

भीम :—अनुगृहीतोऽस्मि । कुतो भयमार्यस्य ।

वृद्ध :—श्रूयताम् । अहं खलु कुरुराजेन युधिष्ठिरेणाधिष्ठितपूर्वकुरुजाङ्गले यूपग्रामवास्तव्यो माठरसगोत्रश्च कल्पशाखाध्वर्युः केशवदासो नाम ब्राह्मणः । तस्य ममोत्तरस्यां दिशि उद्यामकग्रामवासी मातुलः कौशिकसगोत्रो यज्ञबन्धुर्नामास्ति । तस्य पुत्रोपनयनार्थं सबलत्रोऽस्मि प्रस्थितः ।

भीम :—अरिष्टोऽस्तु पन्थाः । ततस्ततः ।

वृद्ध :—ततो मामेव हि—

सजलजलदगात्रः पद्मपत्रायताक्षो

मृगपतिगतिलीलो राक्षसः प्रोग्रदंष्ट्रः ।

जगति विगतशङ्कस्त्वद्विधानां समक्षं

ससुतपरिजनं भो ! हन्तुकामोऽभ्युपैति ॥ ३२ ॥

भीम :—एवम् । अनेन ब्राह्मणजनस्य मार्गविघ्नः कृतः । भवतु ...यामि तावदेनम् । भोः पुरुष ! तिष्ठ तिष्ठ ।

घटोत्कच :—एष स्थितोऽस्मि ।

भीम :—किमर्थं ब्राह्मणजनमपराध्यसि ।

**વૃદ્ધ :** (ભીમ પાસે જઈને) હે મધ્યમ, બ્રાહ્મણના કુટુંબને બચાવ.

**ભીમસેન :** ડરશો નહીં, ડરશો નહીં, હું મધ્યમ (એટલે ભીમ) આપને પ્રણામ કરું છું.

**વૃદ્ધ :** વાયુના જેવા દીર્ઘાયુ થા.

**ભીમસેન :** હું અનુગૃહિત થયો. આર્યને કોનાથી ભય છે ?

**વૃદ્ધ :** સાંભળો, હું કુરુરાજ યુધિષ્ઠિર દ્વારા પદેલાં શાસિત એવા કુરુક્ષેત્રનાં યૂપગામનો રહેવાસી માઠર ગોત્રનો કલ્પ શાખાનો અધ્વર્યુ, કેશવદાસ નામનો બ્રાહ્મણ છું. મારા તે ગામથી ઉત્તર દિશામાં, ઉદ્યામક ગામના રહેવાસી, કૌશિકગોત્રના યતબંધુ નામના એક મામા રહે છે. તેમના પુત્રની જનોઈમાં હાજરી આપવા હું સકુટુંબ નીકળ્યો છું.

**ભીમસેન :** તમારો માર્ગ વિઘ્નરહિત બનો પછી ?

**વૃદ્ધ :** પછી આ મને,

> જળયુક્ત વાદળ જેવા (રંગના) અંગોવાળો, કમળની પાંદડી જેવી વિશાળ આંખોવાળો, સિંહની ચાલ જેવી સુંદર ગતિવાળો, અત્યંત મોટા (બહાર નીકળેલા) દાંતવાળો, જગતમાં (કોઇ પણ જાતની), શંકા વિનાનો આ રાક્ષસ તમારા જેવાની હાજરીમાં પુત્ર અને પરિવાર (અહીં પત્ની) સહિત મારવાની ઇચ્છાથી ધસી આવે છે. (૩૨)

**ભીમસેન :** એમ! આણે આ રીતે બ્રાહ્મણના માર્ગમાં વિઘ્ન ઉત્પન્ન કર્યું ? ભલે, ત્યારે હું તેને રોકીશ. અરે ભાઈ, ઊભો રહે, ઊભો રહે.

**ઘટોત્કચ :** આ હું ઊભો રહ્યો.

**ભીમસેન :** શા માટે બ્રાહ્મણને સતાવે છે ?

पुत्रनक्षत्रकीर्णस्य पत्नीकान्तप्रभस्य च ।
वृद्धस्य विप्रचन्द्रस्य भवान् राहुरिवोत्थितः ॥३३॥

घटोत्कच :–अथ किम् । राहुरेव ।

भीम :–आः,

निवृत्तव्यवहारोऽयं सदारस्तनयैः सह ।
सर्वापराधेऽवध्यत्वान्मुच्यतां द्विजसत्तम ॥३४॥

घटोत्कच :–न मुच्यते ।

भीम-–(आत्मगतम्) भोः कस्य पुत्रेणानेन भवितव्यम् ।

भ्रातॄणां मम सर्वेषां कोऽयं भो ! गुणतस्करः ।
दृष्ट्वैतद्बालशौण्डीर्यं सौभद्रस्य स्मराम्यहम् ॥३५॥

(प्रकाशम्) भो. पुरुष ! मुच्यताम् ।

घटोत्कच :–न मुच्यते ।

मुच्यतामिति विस्रब्ध ब्रवीति यदि मे पिता ।
न मुच्यते तथा ह्येष गृहीतो मातुराज्ञया ॥३६॥

भीम :–(आत्मगतम्) कथं मातुराज्ञेति । अहो गुरुशुश्रूषुः खल्वयं तपस्वी ।

माता किल मनुष्याणां देवतानां च दैवतम् ।
मातुराज्ञां पुरस्कृत्य वयमेतां दशां गताः ॥३७॥

(प्रकाशम्) पुरुष ! प्रष्टव्यं खलु तावदस्ति ।

घटोत्कच :–ब्रूहि ब्रूहि, शीघ्रम् ।

भीम :–का नाम भवतो माता ।

પુત્રરૂપી નક્ષત્રથી વેરાયેલા અને પત્નીરૂપી સુંદર કાંતિવાળા આ વૃદ્ધ બ્રાહ્મણરૂપી ચંદ્ર માટે તું રાહુ જેવો ઉપસ્થિત થયો છે. (૩૩)

**ઘટોત્કચ :** હા, બરાબર રાહુ જ (છું.).

**ભીમસેન :** ઓહ,

જગતના વ્યવહારમાંથી નિવૃત્ત થયેલા, પત્ની અને પુત્ર સાથેના આ દ્વિજશ્રેષ્ઠને દરેક અપરાધમાં અવધ્ય હોવાથી છોડી દે. (૩૪)

**ઘટોત્કચ :** નહીં છોડું.

**ભીમસેન :** (મનમાં) અરે ! આ કોનો પુત્ર હશે ?

અરે ! અમારા દરેક ભાઈઓના ગુણ ચોરી જનાર આ કોણ છે ? આ બાળકનું શૌર્ય જોઈને મને અભિમન્યુની યાદ આવે છે. (૩૫)

(મોટેથી) અરે ભાઈ, છોડી દે.

**ઘટોત્કચ :** નહીં છોડું—

'છોડી દે' એમ વિશ્વાસપૂર્વક જો મારા પિતા કહે તો પણ હું આને નહીં છોડું; કારણ આને મેં મારી માતાની આજ્ઞાથી પકડ્યો છે. (૩૬)

**ભીમસેન :** (મનમાં) શું માતાની આજ્ઞા ! આ બિચારો વડીલની સેવા કરનારો છે.

ખરેખર માતા મનુષ્યો માટે દેવતાઓની પણ દેવતા છે. માતાની આજ્ઞાને આગળ ધરીને (માનીને જ) અમે આ દશામાં આવી પડ્યા છીએ. (૩૭)

(મોટેથી) હે ભાઈ, ત્યારે મારે (કંઈક) પૂછવાનું છે.

**ઘટોત્કચ :** બોલ, જલદી બોલ.

**ભીમસેન :** તારી માતાનું નામ શું ?

घटोत्कच :–श्रूयतां, हिडिम्बा नाम राक्षसी,

कौरव्यकुलदीपेन पाण्डवेन महात्मना ।
सनाथा या महाभागा पूर्णेन द्यौरिवेन्दुना ॥३८॥

भीम :–(सहर्षमात्मगतम्) एवं हिडिम्बायाः पुत्रोऽयम् । -सदृशो ह्यस्य गर्वः ।

रूपं सत्त्वं बलं चैव पितृभिः सदृशं बहु ।
प्रजासु वीतकारुण्यं मनश्चैवास्य कीदृशम् ॥३९॥

(प्रकाशम्) भोः पुरुष ! मुच्यताम् ।

घटोत्कच :–न मुच्यते ।

भीम :–भो ब्राह्मण ! गृह्यतां तव पुत्रः । वयमेनमनुगमिष्यामः ।

द्वितीय :–मा मा भवानेवम् ।

त्यक्ताः प्रागेव मे प्राणा गुरुप्राणेष्वपेक्षया ।
युवा रूपगुणोपेतो भवांस्तिष्ठतु भूतले ॥४०॥

भीम :–आर्य ! मा मैवम् । क्षत्रियकुलोत्पन्नोऽहम् । पूज्यतमाः खलु ब्राह्मणाः । तस्माच्छरीरेण ब्राह्मणशरीरं विनिमातुमिच्छामि ।

घटोत्कच.–एवं क्षत्रियोऽयं, तेनास्य दर्पः । भवतु, इममेव हत्वा नेष्यामि । अथ केनायं वारितः ।

भीम :–मया ।

घटोत्कच :–किं त्वया !

**ઘટોત્કચ :** હિડિમ્બા નામની રાક્ષસી.

જેમ પૂર્ણ ચંદ્રથી આકાશ સ્વામીવાળું છે, તેમ કૌરવ-
કુળના દીપક મહાત્મા (મધ્યમ) પાંડવ(એટલે ભીમ)થી
તે મહાભાગ્યશાળી હિડિમ્બા સનાથ (પતિવાળી) છે.

**ભીમસેન :** (આનંદથી મનમાં) એમ, આ હિડિમ્બાનો પુત્ર છે, ત્યારે એનું અભિમાન યોગ્ય છે.

આના સ્વરૂપ, સત્ત્વ અને શક્તિ ઘણા જ તેના વડીલો-
ના સમાન છે; પરંતુ આના મનમાં પ્રજા તરફ દયાનો
અભાવ ક્યાંથી આવ્યો ? (૩૯)

(મોટેથી) અરે ભાઈ, છોડી દે.

**ઘટોત્કચ :** નહીં છોડું.

**ભીમસેન :** હે બ્રાહ્મણ, તમારો પુત્ર લઈ જાવ. હું તેને અનુસરીશ.

**દ્વિતીય :** ના, ના. આપ એમ કરશો નહીં.

વડીલોના પ્રાણ ખાતર મેં મારા પ્રાણ પહેલેથી જ ત્યજી
દીધા છે. યુવાન અને રૂપ તથા ગુણથી યુક્ત એવા આપ
આ પૃથ્વી પર રહો. (૪૦)

**ભીમસેન :** આર્ય, એમ નહીં. હું ક્ષત્રિયના કુળમાં જન્મ્યો છું. (તેથી) બ્રાહ્મણ (મારે માટે) અત્યંત પૂજ્ય છે. તેથી (મારા) શરીર સાથે બ્રાહ્મણના શરીરનો બદલો કરવા ઇચ્છું છું.

**ઘટોત્કચ :** એમ આ ક્ષત્રિય છે. તેથી જ અભિમાન (કરે) છે. તો આને જ મારીને લઈ જઈશ. કોણે (આ છોકરાને) રોક્યો?

**ભીમસેન :** મેં.

**ઘટોત્કચ :** શું તેં ?

भीम :–अथ किम् ।

घटोत्कच :–तेन हि भवानेवागच्छतु ।

भीम :–एवमतिबलवीर्यान्नानुगच्छामि । यदि ते शक्तिरस्ति बलात्कारेण मां नय ।

घटोत्कच :–किं मां प्रत्यभिजानीते भवान् ।

भीम :–मत्पुत्र इति जाने ।

घटोत्कच :–कथं कथं तव पुत्रोऽहम् ।

भीम :–कथं कुप्यति । मर्षयतु भवान् । सर्वाः प्रजाः क्षत्रियाणां पुत्रशब्देनाभिधीयन्ते । अत एवं मयाभिहितम् ।

घटोत्कच :– सीतानामायुधं गृहीतम् ।

भीमः–

शपामि सत्येन भयं न जाने ज्ञातुं तदिच्छामि भवत्समीपे ।
किं रूपमेतद्वद भद्र तस्य गुणागुणज्ञः सदृशं प्रपत्स्ये ॥४१॥

घटोत्कच :–एष ते भयमुपदिशामि । गृह्यतामायुधम् ।

भीम :–आयुधमिति, गृहितमेतत् ।

घटोत्कचः–कथमिव ।

भीमः–

काञ्चनस्तम्भसदृशो रिपूणां निग्रहे रतः ।
अयं तु दक्षिणो बाहुरायुधं सहजं मम ॥४२॥

घटोत्कच :–इदमुपपन्नं पितुर्मे भीमसेनस्य ।

भीम :–अथ कोऽयं भीमो नाम ।

**ભીમસેન :** હા, કેમ ?

**ઘટોત્કચ :** તો તું જ મારી પાછળ આવ.

**ભીમસેન :** એમ ? અત્યંત બળ અને વીર્યને લીધે હું તને નહીં અનુસરું. જો તારામાં તાકાત હોય તો બળાત્કારે તું મને લઈ જા.

**ઘટોત્કચ :** શું તું મને ઓળખે છે ?

**ભીમસેન :** મારો છોકરો (હોય) એમ જાણું છું.

**ઘટોત્કચ :** શું ! શું હું તારો છોકરો ?

**ભીમસેન :** કેમ ગુસ્સે થાય છે ? શાંત થા. શાંત થા. ક્ષત્રિયો બધાને પુત્રો તરીકે જ બોલાવે છે તેથી મેં તેમ કહ્યું હતું.

**ઘટોત્કચ :** તેં ડરપોકનું હથિયાર પકડયું ને !

**ભીમસેન :**

સત્યની સોગંદ, હું ભયને જાણતો જ નથી. તારી પાસેથી તે જાણવાની ઇચ્છા રાખું છું. તેનું સ્વરૂપ કેવું છે તે હે ભાઈ, તું જ કહે તેના ગુણદોષ જાણી તે પ્રમાણે વર્તીશ. (૪૧)

**ઘટોત્કચ :** આ હું તને ભય શીખવાડું છું. હથિયાર લઈ લે.

**ભીમસેન :** હથિયાર, એમ ? એ તો લીધું જ છે

**ઘટોત્કચ :** કેવી રીતે ?

**ભીમસેન :**

સોનાના થાંભલા સમાન, શત્રુઓને વશ કરવામાં રસવાળો આ મારો જમણો હાથ સ્વાભાવિક રીતે હથિયાર છે. (૪૨)

**ઘટોત્કચ :** આ તો મારા પિતા ભીમસેનને છાજે એવું છે.

**ભીમસેન :** પણ એ ભીમસેન કોણ છે ?

विश्वकर्ता शिवः कृष्णः शक्रः शक्तिधरो यमः ।
एतेषु कथ्यतां भद्र केन ते सदृशः पिता ॥ ४३ ॥

घटोत्कच :–सर्वैः ।

भीम :–धिगनृतमेतत् ।

घटोत्कच :–कथं कथमनृतमित्याह । क्षिपसि मे गुरुम् । भवत्विमं स्थूलं वृक्षमुत्पाट्य प्रहरामि । (उत्पाट्य प्रहरति ।) कथमनेनापि न शक्यते हन्तुम् । किं नु खलु करिष्ये । भवतु दृष्टम् । एतद्गिरिकूटमुत्पाट्य प्रहरामि ।

शैलकूटं मयाक्षिप्तं प्राणानादाय यास्यति ।

भीमः–

रुग्णोऽपि कुञ्जरो वन्यो न व्याघ्रं धर्षयेत्ये ॥४४॥

घटोत्कचः–(प्रहृत्य) कथमनेनापि न शक्यते हन्तुम् । किं करिष्ये । भवतु दृष्टम् ।

नन्वहं भीमसेनस्य पुत्रः पौत्रो नभस्वतः ।
तिष्ठेदानीं सुसन्नद्धो नियुद्धे नास्ति मत्समः ॥ ४५ ॥

(इत्युभौ नियुद्धं कुरुतः ।)

घटोत्कच :–(भीमसेनं बद्ध्वा)

म्रजसि कथमिह त्वं धैर्यमुल्लङ्घ्य यातो-
गज इव दृढपाशैः पीडितो मद्भुजाभ्याम् ।

भीमः–(आत्मगतम्) कथं गृहीतोऽस्म्यनेन । भोः सुयोधन ! वर्धते ते शत्रुपक्षः । कृतरक्षो भव । (प्रकाशम्) भोः पुरुष ! अवहितो भव ।

વિશ્વના રચનાર (બ્રહ્મા), ભગવાન શિવ,, શ્રીકૃષ્ણ, ઇન્દ્ર,
કાર્તિકેય કે યમ, આ બધામાંથી હે ભાઈ, કહે તારો
પિતા કેના જેવો છે ?　　　　　　　　　　　(૪૩)

ઘટોત્કચ : બધા જેવો.

ભીમસેન : ઠટ્, આ તો જૂઠાણું છે.

ઘટોત્કચ : શું જૂઠાણું છે એમ કહો છો ? મારા પિતાને ઉતારી પાડો છો ? ઠીક, આ મોટા ઝાડને ઉખાડીને મારું છું. (ઉખાડીને મારે છે) શું એનાથી પણ મારી શકાતો નથી. પણ હું શું કરું ? ભલે સમજ્યો. આ પર્વતનું શિખર ઉપાડીને મારું. મેં નાખેલું આ પર્વતનું શિખર તારા પ્રાણ લઈને જશે.

ભીમસેન :

જંગલી હાથી ગુસ્સે થયો હોય તો પણ વનમાં વાઘને
હરાવી શકતો નથી.　　　　　　　　　　(૪૪)

ઘટોત્કચ : (પ્રહાર કરીને) શું આનાથી પણ મારવો શક્ય નથી ? પણ હું શું કરું ? ભલે સમજ્યો.

હું ભીમસેનનો પુત્ર અને વાયુદેવનો પૌત્ર છું. હવે તૈયાર
થઈને ઊભો રહે. મલ્લયુદ્ધમાં મારા જેવો કોઈ નથી. (૪૫)
(આમ બન્ને મલ્લયુદ્ધ કરે છે.)

ઘટોત્કચ : (ભીમસેનને પકડીને)

મારા બાહુબળનું ઉલ્લંઘન કરી (હરાવી) અહીંથી તું કેવી
રીતે જઈશ ? મજબૂત પાશથી બંધાયેલા હાથીની માફક
મેં મારા બાહુમાં તને જકડયો છે.

ભીમસેન : (મનમાં) અરે, શું એણે પકડયો છે ને ? હે દુર્યોધન, તારા દુશ્મનનો પક્ષ બળવાન થાય છે. તારો બચાવ કર. (મોટેથી) અરે ભાઈ, સાવધાન રહેજે,

घटोत्कच :–अवहितोऽस्मि ।

भीम :–( नियुद्धबन्धमवधूय )

व्यपनय बलदर्पं दृष्टसारोऽसि वीर !
न हि मम परिखेदो विद्यते बाहुयुद्धे ॥४६॥

घटोत्कच :–कथमनेनापि न शक्यते हन्तुम् । किं नु खलु करिष्ये । भवतु, दृष्टम् अस्ति मातृप्रसादलब्धो मायापाश. । तेन बध्वैनं नेष्यामि । कुत खल्वाप: । भो गिरे ! आपस्तावत् । हन्त स्रवति । (आचम्य मन्त्र जपति ।) भो. पुरुष !

मायापाशेन बद्धस्त्वं विवशोऽनुगमिष्यसि ।
राजसे रज्जुभिर्बद्ध. शक्रध्वज इवोत्सवे ॥४७॥

(इति मायया बध्नाति ।)

भीम :–कथं मायापाशेन बद्धोऽस्मि । किमिदानीं करिष्ये । भवतु दृष्टम् । अस्ति मे महेश्वरप्रसादाल्लब्धो मायापाशमोक्षो मन्त्र । कुत खल्वाप· । भो ब्राह्मणकुमार ! आनय कमण्डलुगता आप. ।

वृद्ध .–इमा आप. ।

(भीम. आदायाचम्य मन्त्र जप्त्वा मायामपनयति ।)

घटोत्कच :- अये पतित. पाश. । किमिदानीं करिष्ये । भवतु, दृष्टम् । भो पुरुष ! पूर्वसमय स्मर ।

भीम :–समयमिति । एष । स्मरामि । गच्छाग्रत । (उभौ परिक्रामतः ।)

वृद्ध :–पुत्रका. किं गुमः । अय गच्छति वृकोदरः ।

**ઘટોત્કચ :** સાવધાન છું.

**ભીમસેન :** (મલ્લયુદ્ધનું બંધન તરછોડીને)

તારા બળનું અભિમાન-ત્યજી દે હે વીર ! તારી તાકાત જોઈ લીધી મને મલ્લયુદ્ધમાં થાક લાગતો નથી. (૪૬)

**ઘટોત્કચ :** શું આનાથી પણ મારી શકાતો નથી? હવે હું શું કરું ? ભલે સમજ્યો. માતાની કૃપાથી મળેલો માયાપાશ (મારી પાસે) છે તેનાથી બાંધીને આને લઈ જઈશ પાણી ક્યાં છે? હે પર્વત ! પાણી આપ તો અહોહો ! (પાણી) ઝરવા માંડ્યું. (આચમન કરીને મંત્ર જપે છે)

હે ભાઈ, હવે માયાપાશથી બંધાયેલો તું પરવશ બનીને મને અનુસરીશ ઇન્દ્રના ઉત્સવમાં દોરડાથી બંધાયેલા ઇન્દ્રધ્વજની માફક તું શોભે છે (૪૭)

(માયાપાશથી બાંધે છે)

**ભીમસેન :** શું હું માયાપાશથી મજબૂત રીતે બંધાઈ ગયો ? હવે હું શું કરું ? ભગવાન શંકરની કૃપાથી મેળવેલો માયાપાશ દૂર કરવાનો મંત્ર છે પાણી ક્યાં છે ? ભલે, હે બ્રાહ્મણકુમાર, કમંડળમાં રહેલું પાણી લાવ

**વૃદ્ધ :** આ પાણી

(ભીમ આચમન કરીને મંત્ર જપીને માયાપાશ છોડાવે છે)

**ઘટોત્કચ :** અરે, માયાપાશ તૂટી પડે છે ! હવે હું શું કરું ? હે ભાઈ, પહેલાંની શરત યાદ કર

**ભીમસેન :** શરત મને યાદ છે આગળ ચાલ.

(બંને આગળ ચાલે છે)

**બ્રાહ્મણ :** હે દીકરાઓ, આપણે શું કરીશું ? આ ભીમસેન જાય છે.

आक्रम्य राक्षसमिमं ज्वलदुग्ररूप-
मुग्रेण बाहुबलवीर्यगुणेन युक्तम् ।
एष प्रयाति शनकैरवधूय शीघ्र-
मासारवर्षमिव गोवृषभस्सलीलम् ॥४८॥

घटोत्कच :-इह तिष्ठ । त्वदागमनमम्बायै निवेदयामि ।

भीम :-बाढम् । गच्छ ।

घटोत्कच :-(उपसृत्य) अम्ब ! अयमभिवादये । चिराभिलषितो भवत्या आहारार्थमानीतो मानुषः ।

(प्रविश्य)

हिडिम्बा :-जाद ! चिरं जीव । [जात ! चिरं जीव ।]

घटोत्कच :-अनुगृहीतोऽस्मि ।

हिडिम्बा :-जाद ! कीदिसो माणुसो आणीदो । [जात, कीदृशो मानुष आनीतः ।]

घटोत्कच :-भवति रूपमात्रेण मानुषः । न वीर्येण ।

हिडिम्बा :-किं बम्हणो । [किं ब्राह्मणः ।]

घटोत्कच :-न ब्राह्मणः ।

हिडिम्बा :-आदु थेरो [अथवा स्थविरः ।]

घटोत्कच :-न वृद्धः ।

हिडिम्बा :-किं बालो । [किं बालः ।]

घटोत्कच :-न बालः ।

हिडिम्बा :-अइ एव्वं पेक्खामि दाव णं । (उभौ परिक्रामतः ।) [यद्येवं पश्यामि तावदेनम् ।]

ઝળહળતા અને ભયંકર રૂપવાળા તેમ જ ઉગ્ર બાહુબળ અને પરાક્રમથી યુક્ત આ રાક્ષસને હરાવીને ઉગ્ર વરસાદને જલદીથી ખંખેરી નાખીને રમતમાં ચાલતા શ્રેષ્ઠ બળદની માફક આ ધીમે ધીમે જાય છે (૪૮)

ઘટોત્કચ : અહીં ઊભો રહે. તારા આવ્યાની ખબર માતાને આપું.

ભીમસેન : સારું, જા.

ઘટોત્કચ : (નજીક જઈને) હે મા, આ હું પ્રણામ કરું છું. ઘણા સમયથી આપે ઇચ્છેલા માણસને ભોજન માટે લઈ આવ્યો છું.

(દાખલ થઈને)

હિડિમ્બા : બેટા, ઘણું જીવ.

ઘટોત્કચ : મારા પર અનુગ્રહ થયો.

હિડિમ્બા : બેટા, કેવો માણસ લાવ્યો છું ?

ઘટોત્કચ : મા, ફક્ત વાણીથી (કહેવા પૂરતો) જ માણસ. પરાક્રમમાં માણસ જેવો નહિ.

હિડિમ્બા : શું તે બ્રાહ્મણ છે ?

ઘટોત્કચ : બ્રાહ્મણ નથી.

હિડિમ્બા : અથવા, ઘરડો છે ?

ઘટોત્કચ : ઘરડો નથી.

હિડિમ્બા : શું બાળક છે ?

ઘટોત્કચ : બાળક નથી.

હિડિમ્બા : જો એમ છે તો હું જોઉં એને.

(બન્ને ચાલે છે.)

**हिडिम्बा** :-किं एसो मणुसो आणीदो । [किमेष मानुष आनीतः ।]

**घटोत्कच** :-अम्बा ! कोऽयम् ।

**हिडिम्बा** :-उम्मतअ दव्वद खु अम्हाअ । [उन्मत्तक दैवतं खल्वस्माकम् ।]

**घटोत्कच** :-आ. कस्य दैवतम् ।

**हिडिम्बा** :-तव अ, मम अ । [तव च, मम च ।]

**घटोत्कच** :-कः प्रत्ययः ।

**हिडिम्बा** :-अअ पच्चओ । जेदु अय्यउत्तो । [अय, प्रत्ययः ! जय त्वार्यपुत्रः ।

**भीम** :-(विलोक्य) का पुनरियम् । अये देवी हिडिम्बा ।

**अस्माकं भ्रष्टराज्यानां भ्रमतां गहने वने ।**
**जातकारुण्यया देवि ! संतापो नाशितस्त्वया ॥४९॥**

हिडिम्बे ! किमिदम् ।

**हिडिम्बा** :-(कर्णे) अय्यउत्त ! ईदिसं विअ । [आर्यपुत्र ! ईदृशमिव ।]

**भीम** :-जात्या राक्षसी, न समुदाचारेण ।

**हिडिम्बा** :-उन्मत्तअ ! अभिवादेहि पिदरं । [उन्मत्तक ! अभिवादयस्व पितरम् ।]

**घटोत्कच** :-भोस्तात !

**अज्ञानात्तु मया पूर्वं यद्भवान्नाभिवादितः ।**
**अस्य पुत्रापराधस्य प्रसादं कर्तुमर्हसि ॥५०॥**

**હિડિમ્બા** : શું આ માણસ લઈ આવ્યો છે ?

**ઘટોત્કચ** : મા, આ કોણ છે ?

**હિડિમ્બા** : હે ઉન્મત્ત, આ તો આપણું ભાગ્ય છે.

**ઘટોત્કચ** : અરે કોનું ભાગ્ય ?

**હિડિમ્બા** : તારું અને મારું.

**ઘટોત્કચ** : શી ખાત્રી ?

**હિડિમ્બા** : આ ખાત્રી સ્વામીનો જય થાવ

**ભીમસેન** : (જોઈને) આ કોણ છે ? અરે, દેવી હિડિમ્બા !
રાજ્યથી ભ્રષ્ટ થઈને ગાઢ જંગલમાં ભટકતા એવા
અમારો હે દેવી, તે દયા લાવીને સંતાપ દૂર કર્યો હતો.
(૪૯)

હિડિમ્બા, આ શું છે ?

**હિડિમ્બા** : (કાનમાં) આ આમ છે.

**ભીમસેન** : તું જાતિથી જ રાક્ષસી છે, આચારથી નહીં

**હિડિમ્બા** : હે ઉન્મત્ત, પિતાને પ્રણામ કર.

**ઘટોત્કચ** : હે પિતાજી,

અજ્ઞાનથી મેં પહેલાં આપને જે પ્રણામ નથી કર્યા, તે
આ પુત્રના અપરાધને આપ ક્ષમા કરવા યોગ્ય છો.
(૫૦)

अहं स धार्तराष्ट्रवनदवाग्निर्घटोत्कचोऽभिवादये। पुत्रचापलं क्षन्तुमर्हसि।

भीमः—एह्येहि पुत्र व्यतिक्रमकृतं क्षन्तामेव। (इति परिष्वज्य) अयं स धार्तराष्ट्रवनदवाग्निः। पुत्रापेक्षीणि खलु पितृहृदयानि। पुत्र, अतिबलपराक्रमो भव।

घटोत्कच :—अनुगृहीतोऽस्मि।

वृद्धः—एवं भीमसेनपुत्रोऽयं घटोत्कचः।

भीम :—पुत्र! अभिवादयात्रभवन्तं केशवदासम्।

घटोत्कच :—भगवन्नभिवादये।

वृद्ध :—पितृसदृशगुणकीर्तिर्भव।

घटोत्कच :—अनुगृहीतोऽस्मि।

वृद्धः—भो वृकोदर! रक्षितमस्मत्कुलं स्वकुलमुध्दृतं च। गच्छामस्तावत्।

भीमः—

अनुग्रहात्तु भवतः सर्वमासीदिदं शुभम्।
आश्रमोऽदूरतोऽस्माकं तत्र विश्रम्य गम्यताम्॥५१॥

वृद्ध :—कृतमातिथ्यमनेन जीवितप्रदानेन। तस्माद्गच्छामस्तावत्।

भीम :—गच्छतु भवान् सकुटुम्बः पुनर्दर्शनाय।

वृद्धः—बाढम्। प्रथमः कल्पः (सपुत्रत्रयकलत्रो निष्क्रान्तः केशवदासः।)

હું પેલા ધૃતરાષ્ટ્રના પુત્રો (કૌરવો)રૂપી વનનો દાવાનળ આપને વંદન કરું છું. દીકરાની છોકરમતને માફ કરવા યોગ્ય છે.

**ભીમસેન :** આવ, આવ દીકરા, તારા કરેલા અપરાધની માફી આપી દીધી જ છે. (એમ કહી આલિંગન આપીને), આ તે કૌરવરૂપી વનને માટે દાવાનળ. સાચે જ, પિતાનું હૃદય પુત્રની આકાંક્ષા રાખે છે. હે પુત્ર, ખૂબ બળ અને પરાક્રમવાળો થા.

**ઘટોત્કચ :** મારા પર અનુગ્રહ થયો.

**વૃદ્ધ :** એમ કે ! આ ભીમસેનનો પુત્ર ઘટોત્કચ છે.

**ભીમ :** દીકરા, આ માનનીય કેશવદાસને પ્રણામ કર.

**ઘટોત્કચ ;** હે ભગવન્ ! પ્રણામ કરું છું.

**વૃદ્ધ :** તારા પિતા જેવા ગુણ અને કીર્તિવાળો થા.

**ઘટોત્કચ :** મારા પર અનુગ્રહ થયો.

**વૃદ્ધ :** હે ભીમસેન, તમે અમારા કુટુંબનું રક્ષણ કર્યું અને પોતાના કુટુંબનો ઉદ્ધાર કર્યો. અમે જઈએ છીએ

**ભીમસેન :**

આપના અનુગ્રહથી આ બધું સારું થયું. અમારો આશ્રમ નજીક છે. ત્યાં આરામ કરીને જાવ. (૫૧)

**વૃદ્ધ :** અમને જીવનદાન આપીને અમારો અતિથિ સત્કાર કર્યો જ છે. માટે અમે જઈએ છીએ.

**ભીમસેન :** આપ સકુટુંબ ફરી મળો એમ પધારો.

**વૃદ્ધ :** એમ, ઘણી સારી વાત.

*(પત્ની અને ત્રણ પુત્રો સાથે કેશવદાસ જાય છે.)*

**भीम** –हिडिम्बे ! इतस्तावत् ! वत्स घटोत्कच ! इतस्तावत् ! अत्र-भवन्त केशवदासम् आश्रमपदद्वारमात्रमपि समाश्वयिष्याम ।

> यथा नदीना प्रभव समुद्रो
> यथाहुतीना प्रभवो हुताशन ।
> यथेन्द्रियाणा प्रभव मनोऽपि
> तथा प्रभुर्नो भगवानुपेन्द्र ॥५२॥

( निष्क्रान्ता सर्वे )

॥ मध्यमव्यायोग समाप्तम् ॥



**ભીમસેન** હે હિડિમ્બા, આમ આવ દીકરા ઘટોત્કચ, આમ આવ પેલા માનનીય કેશવદાસને આશ્રમના દરવાજા સુધી (જઈને) પણ વિદાય આપીએ

જેમ નદીનો સ્વામી સમુદ્ર છે, જેમ આહુતિઓનો સ્વામી અગ્નિ છે, જેમ ઇન્દ્રિયોનુ સ્વામી પણ મન છે, તેમ આપણા સ્વામી ભગવાન વિષ્ણુ છે

(બધા જાય છે)

મધ્યમવ્યાયોગ સમાપ્ત થયુ



# મધ્યમવ્યાયોગ

## ટિપ્પણી

શ્લોક :– ૧ ભાસનાં અન્ય નાટકો માફક અહીં પણ વિષ્ણુનો એક અવતાર એવા બલિબંધન સમયે વ્યક્ત થયેલા વિરાટ સ્વરૂપની સ્તુતિ છે. ભગવાને વામન અવતાર લઈને બલિ રાજાને નાથ્યો હતો તે પ્રસંગનું કાવ્યમય વર્ણન છે. મેઘ માં કાલિદાસ પણ આનો ઉલ્લેખ કરે છે. श्यामः पादो बलिनियमनाभ्युद्यतस्येव विष्णोः। પૂર્વમેઘ–૬૦ 'આકાશરૂપી સાગરના સંક્રમણમાં સેતુ' એ કલ્પના આહ્લાદક છે.

एवमार्य मिश्रान् ...... ભાસનાં નાટકોનો આરંભ આવી રીતે થાય છે

શ્લોક :– ૨ 'મો:' શબ્દનો ઉચ્ચાર એ જમાનામાં બ્રાહ્મણો વિશેષ કરતા હશે. ખાસ કરીને ભયની અભિવ્યક્તિ માટે. ગુજરાતીમાં, 'ઓ મા', 'મરી ગયો.' જેવા અર્થમાં તે વપરાયેલો જણાય છે.

શ્લોક–૩ માં પછી આવનાર દૃશ્યની જાણ કરી દીધી. ડરપોક બ્રાહ્મણની 'सन्त्रस्त गृधम' સાથેની સરખામણી વિચારવા જેવી છે. સ્થાપના– પ્રસ્તાવના માટે ભાસે વાપરેલો શબ્દ. નાની પ્રસ્તાવનામાં આવનાર દૃશ્યની મિતાક્ષરી પૂર્વભૂમિકા રજૂ થઈ છે. આરંભ જેટલો અલ્પાક્ષર એટલો આવકારદાયક. લેખક કે નાટકનું નામ સ્થાપનામાં આપ્યું નથી તે નોંધવું રહ્યું.

શ્લોક–૪–૫–૬–૭ માં ઘટોત્કચનું વર્ણન છે

घटो हास्योत्कच (ह अस्य उत्कचः) इति माता ते प्रदमापत।
अन्वर्तितेन नामास्य घटोत्कच इति स्म ह ॥

તે જન્મ્યો ત્યારે તેના માથા પર ઘડાની માફક વાળ હતા નહિ તેથી તેની માતા બોલી ઉઠી 'ઘટોત્કચ' આથી તેનું નામ ઘટોત્કચ પડ્યું. પણ શ્લોક ૪ માં તેને ભોટો નહિ પરંતુ तरुणरविरश्मिकेशः અને શ્લોક ૫ માં हुतवहदीप्तकेशः કહ્યો છે. આ ભાસનું સર્જન છે. શ્લોક ૭નું માતારૂપક નોંધપાત્ર છે.

શ્લોક-૮માં ઘટોત્કચ બ્રાહ્મણને ગભરાટમાં ભાગવાની ના પાડે છે. આથી બ્રાહ્મણને તે વાત વિચારપૂર્ણ જણાય છે.

શ્લોક-૯ માં તે સમયમાં સમાજમાં બ્રાહ્મણનું સ્થાન શું હતું તે જણાય છે તેઓ पृथिव्याम् पूज्यतमाः અને શ્લોક ૩૪ મુજબ सर्वापराधे अवध्य ગણાતા હતા કર્ણભાર વગેરેમાં પણ બ્રાહ્મણોનું મહત્ત્વ દર્શાવાયું છે.

શ્લોક-૧૦ વન મનસ્વીઓના નિવાસયોગ્ય છે એવા સામાન્ય વાક્ય પરથી મનસ્વી પાંડવો અહીં રહે છે એ વાત પર લેખકે દર્શાવેલું સંક્રમણ નાટયસંકલનનું સુંદર કૌશલ્ય દાખવે છે

શ્લોક-૧૧ માં પાંડવોના ગુણોના વર્ણનમાં સુંદર પરિકર અલંકાર છે દરેક વિશેષણો સાભિપ્રાય છે જો યુદ્ધપ્રિય હોય પણ શરણાગતના રક્ષણમાં રસ ન હોય તો નકામું શરણાગતવત્સલ હોય પણ દીનો તરફ પક્ષપાત ન હોય તો શું કામનું ? યુદ્ધપ્રિય શરણાગતવત્સલ અને દીનો તરફ પક્ષપાત હોય. પરંતુ સાહસિક ન હોય તો તેનો અર્થ નથી. આમ જોઈ શકાય છે કે દરેક વિશેષણોનો પ્રયોગ સાભિપ્રાય છે. આથી પરિકર અલંકાર થયો. તેની વ્યાખ્યા :—

विशेषणैर्यत्साकूतैरुक्तिः परिकरस्तु सः। કાવ્યપ્રકાશ ૧૦-૩૨

ધૌમ્ય ઋષિ પાંડવોના પુરોહિત હતા પાંડવોની ગેરહાજરી માટે લેખકે કલ્પિત કારણ દર્શાવ્યું છે પણ ૫૦ા મધ્યમ=વચેટ=ભીમ અહીં રહેલો દર્શાવ્યો છે. પાંચ પાંડવોમાં અર્જુન મધ્યમ ગણાય. પરંતુ કુન્તીના પુત્રો ગણતાં ભીમ વચેટ=મધ્યમ કહી પંચરાત્રમાં અભિમન્યુ ભીમને मध्यमस्तातः એમ કહે છે. અહીં શ્લોક ૨૮ માં ભીમ પોતાને भ्रातृणामपि मध्यमः કહે છે. શ્લોક ૨૮ અને ૨૯માં ભીમ 'मध्यम' કેવી રીતે તે વિસ્તારથી સમજાવ્યું છે.

પૃ૪-૧૦ હાજર ભીમ એટલે સહુ પાંડવો હાજર. निर्वेद=થાક. કંટાળો, પ્રાર્થના થાક કે કંટાળાની વિરોધી છે. એટલે પ્રાર્થના થાક કે કંટાળાને ગણતી નથી. પ્રાર્થના કરનારે

કટાળો લાવ્યા વિના સતત પ્રાર્થના કરવી જોઈએ ક્યારે તે ફળશે તેવી શ્રદ્ધાથી પ્રાર્થનાનુ કટાળ્યા વિના પુનરાવર્તન કરવુ જોઈએ પ્રાર્થનાથી કલ્યાણની પ્રાપ્તિ થાય અને अनिर्वेदं प्राप्याणि श्रेयांसि । એ અહી યાદ આવે છે કટાળાથી કલ્યાણ પ્રાપ્ત ન થાય ઘટોત્કચની શરત બિચારો બ્રાહ્મણ કેવી રીતે સ્વીકારે ? अब्राह्मण બ્રાહ્મણ નહિ તે, દુષ્ટ, ચરિત્રહીન

પૃષ્ઠ-૧૨ સર્વ કુળને વિનાશમાથી બચાવવા માટે બ્રાહ્મણ, તેની પત્ની અને પુત્રો તૈયાર થઈ જાય છે તેઓના વિવાદમાથી તત્કાલીન સમાજનુ પ્રતિબિબ ઊપસે છે દા. ત પતિવ્રતા માટે પતિ એ જ સર્વસ્વ છે મોટો ભાઈ પિતા સમાન છે પિતાને મોટો પુત્ર પ્યારો હોય છે માતાનો ભાવ નાના તરફ વધુ હોય છે મધ્યમને જવાનુ નક્કી થાય છે એમાં ऐतरेय ब्राह्मण शुन शेप આખ્યાનની અસર છે. વધુ માટે જુઓ પ્રસ્તાવના

પૃષ્ઠ-૧૪ पितोरनिष्ट करवदानी प्रिय ના ઉત્તરમા ઘટોત્કચનુ अहं प्रीतोऽस्मि વાકય કરુણામય હાસ્ય ( Tragic-Comedy ) ઉત્પન્ન કરે છે

શ્લોક-૨૦ મધ્યમને કુટુબસેવાનો લાભ મળવાથી આનદ થાય છે મહાન મનુષ્યોમાં બંધુપ્રેમ કરતા દેહાધ્યાસ ઓછો હોય સ્વજનો માટે સ્વપ્રાણની આહુતિ આપતા સજ્જનો ખચકાતાં નથી. મધ્યમના સ્વજનવાત્સલ્યથી તો રાક્ષસ ઘટોત્કચને પણ આશ્ચર્ય થાય છે

પૃષ્ઠ-૨૬ હવેનુ પુત્રવિદાયનુ દૃશ્ય સાચે જ કારુણ્યની જમાવટ કરે તેવુ છે મરવા જતા પુત્રને માતા जात चिर जीव । કહે તેમાં માતૃહૃદયની ભાવના અ તે ફળદાયી નીવડે છે મધ્યમને પાણી પીવાના બહાને બહાર કાઢ્યો છે પાડવ મધ્યમને મચ પર રજૂ કરવા માટે કોઇ સારી રીત ભાસ પાસે ન હોવાથી આ નાટ્યાત્મક આયોજન ટીકા વિના સ્વીકારી લેવુ રહ્યુ કાલિદાસને પણ દુષ્યન્તને ઝાડી પાછળ છુપાવી રાખવો પડ્યો છે તેને પણ નાટ્ય-આયોજન માનવુ પડ્યુ છે શ્લોક-૨૩-૨૪ પિતાનો શોક અરથાને નથી

બ્રાહ્મણ બાળકને વાર થતાં ઘટોત્કચ 'મધ્યમ' કહીને બૂમ પાડે છે. અને પાંડવ મધ્યમ દાખલ થાય છે. તેને ઘટોત્કચનો અવાજ અર્જુન જેવો જણાય છે

શ્લોક-૨૬ ઘટોત્કચના પાત્રને ભવ્યતાપૂર્વક રજૂ કરતો આ શ્લોક નોંધપાત્ર છે. ભાસને આ રીતે પોતાનાં પાત્રો ખિલાવવાનો શોખ છે. તેના મુખ પરથી જ તે 'राक्षसीज'-જણાય છે.

શ્લોક-૨૭માં ઘટોત્કચને ભીમ ભવ્ય જણાય છે. શ્લોક-૨૮-૨૯માં ભીમ 'મધ્યમ' અનેક રીતે છે તે બતાવવાનો પ્રયત્ન ભાસે કર્યો છે. અને વૃદ્ધને આ સાંભળી ખ્યાલ આવી જાય છે કે આ પાંડવમધ્યમ ભીમસેન છે. મરેલામાં પ્રાણ આવ્યા. પૃષ્ઠ-૨૪ તે મદદની માગણી કરે છે શ્લોક-૩૨માં ઘટોત્કચ મને 'सहुतपरिजनम्'=પત્નીપુત્રો સાથે મારવા માટે આવ્યો છે તેવી બ્રાહ્મણની ફરિયાદ અતિશયોક્તિ ભરેલી છે. દુઃખના આવેગમાં આવી વાત તેના મોંમાં માન્ય રખાય. પણ તેમ કહેવડાવી ઘટોત્કચના પાત્રને ભાસે અન્યાય કર્યો છે.

પૃષ્ઠ-૨૬ ભીમ અને ઘટોત્કચના વાર્તાલાપમાં ભીમને ઘટોત્કચ અભિમન્યુ જેવો જણાય છે. માતાનો ઉલ્લેખ જોતાં શ્લો-૩૭માં ભીમે રજૂ કરેલા વિચારો તેની માતૃભક્તિ વ્યક્ત કરે છે કંઈક અસંતોષ સાથે.

પૃષ્ઠ-૨૮ પોતાનો પુત્ર જાણી આનંદ થાય છે પણ પ્રજા તરફ દયા ન જોતાં ભીમને ખેદ પણ થાય છે.

પૃષ્ઠ-૩૦ ભીમ ઘટોત્કચને 'मत्पुत्र' કહી દે છે. પછી સરસ રીતે વાત પલટાવી નાંખે છે કે ક્ષત્રિયો સઘળી પ્રજાને પોતાની સંતાન લેખે છે.

શ્લોક-૪૧-૪૨ માં 'હું ભયને જાણતો નથી' અને 'મારો હાથ એ જ મારું હથિયાર' એ શબ્દો ભીમના મોંમાં જ શોભે. અને એ વાત તરત ઘટોત્કચ કહે છે.

શ્લોક-૪૩ બ્રહ્મા, શિવ, કૃષ્ણ, ઇન્દ્ર વગેરેમાં તારો પિતા કોના જેવો છે તેના ઉત્તરમાં ઘટોત્કચ 'બધા જેવો' કહે તેમાં તેની પિતૃભક્તિ

છે. આ 'જૂઠાણુ છે' એવા ભીમના ઉત્તરમાં ભીમની નમ્રતા અને ઘટોત્કચને ગુસ્સે કરવાની વૃત્તિ રહેલાં છે.

પૃષ્ઠ-૩૨ ભીમ અને ઘટોત્કચનું યુદ્ધ વૃક્ષ, પર્વતના શિખરના પ્રહારો પછી મલ્લયુદ્ધ સુધી વિસ્તરે છે. પુત્ર ઘટોત્કચની શક્તિ જોઈને ભીમ સમયસર સુંદર કહે છે મો: સુયોધન વર્ધતે તે શત્રુપક્ષ: ।

પૃષ્ઠ-૩૪ માયાપાશની યુક્તિ પણ નિષ્ફળ જતાં ઘટોત્કચ ભીમને પોતાનું વચન યાદ કરવાનું કહે છે. 'मीतानामायुवम्' ઘટોત્કચે લીધું એમ ન કહેવાય। ભીમ એને અનુસરે છે અને એથી બ્રાહ્મણને દુઃખ થાય છે.

પૃષ્ઠ-૩૬ માતા હિડિમ્બા અને પુત્ર ઘટોત્કચ વચ્ચે નાનાં નાનાં વાક્યોમાં આવતો સંવાદ ભાસની સંવાદકલાનો સુંદર નમૂનો છે.

પૃષ્ઠ-૩૭ किमेष: मानुष: आनीत: । માં મીઠો ઠપકો જણાય છે. તને મારા આહાર માટે કોઈ નહિ અને ભીમસેન-તારો બાપ અને મારો પતિ-મળ્યો. પુત્રનાં કરતૂત ગુસ્સો થાય એવાં છે પણ તેના પરિણામે થયેલા પતિમિલનથી આનંદ થાય. કેવી વિચિત્ર દશા હિડિમ્બાએ અનુભવી હશે। दैत्याधिराजतनया જેવી न ययौ न तस्थौ ।

પૃષ્ઠ-૩૮ આવનાર વ્યક્તિ બંનેનું દૈવત છે એની ખાત્રી હિડિમ્બાને આપવી પડે છે અને તે 'આર્યપુત્રનો જય થાઓ' એમ કહીને પ્રણામ કરે છે તેમાં તે ઘટોત્કચને મળી રહે છે. ભીમ હિડિમ્બાને જન્મે રાક્ષસી ગણે છે, આચરણથી નહિ. ઘટોત્કચ અજ્ઞાનમાં થયેલા અપરાધની માફી માગે છે.

પૃષ્ઠ-૪૦ કેશવદાસને ખબર પડે છે કે આ તો ભીમનો પુત્ર ઘટોત્કચ છે તેથી તેને પણ આનંદ થાય છે 'सपुत्रकलत्र' જાય છે અને ભીમ, હિડિમ્બા અને ઘટોત્કચ આશ્રમદ્વાર સુધી મૂકવા જાય છે.

શ્લોક-૫૨ તેના ભાવાર્થ પરથી તે ભરતવાક્ય છે એમ માની શકાય. પરંતુ તેની પૂર્વે 'भरतवाक्य' એવું નાટ્યસૂચન આપ્યું નથી.

# श्लोकानुक्रमणिका